# પોલીસ પટેલ

અથવા

## પોલીસ પટેલને ઉપયોગી કાયદા વિગેરે બાબતનો સંગ્રહ.

તૈયાર કરનાર


ગોવિંદજી ગોપાળજી દેશાઈ

માજી મામલતદાર


ચોથી આવૃત્તિ.




"સુરત સીટી" પ્રેસ. ચૌટાના પુલ ઉપર સુરત.

સને ૧૯૨૭.

કીંમત રૂા. ૧-૪-૦.

# નંબર ૧૫.

મોજે તા० જીલ્લે ના પોલીસ પટેલે ઇનસાફ કરેલા મુકરદમાનું રજીસ્ટર, સરકારના ઠરાવ નં० ૪૬૪૮ તા० ૨-૯-૮૯થી મંજુર થયલા નમુના મુજબ.

| અનુક્રમ નંબર. | તોહમતદાર તથા તેના બાપનું નામ | જાત | ઉમર | ધંધો | રહેવાનું ઠેકાણું ગામ-તાલુકો | ફરીયાદીનું તથા તેના બાપનું નામ અને રહેવાનું ઠેકાણું | ગુન્હાનો પ્રકાર, કયાં ગુન્હો બન્યો, કયા કાયદાની કઇ કલમ જો ગુન્હો ચોરીનો કે બીગાડનો હોય તો ચોરેલી મીલકતની અથવા બગાડથી થયેલી નુકશાનીની આસરે કિંમત. | ગુન્હો બન્યાની તારીખ | ફરીયાદીની તારીખ | ફેસલો અથવા હુકમ અને તેની તારીખ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | અ બ | ઘાંચી | ૪૨ | કણીઆ | કતારગામ તા० ચોર્યાસી | મહમદ જાફર કતારગામ | કતારગામની હદમાં ફરીયાદી તોહમતદારની દુકાને ખીચડી લેવા ગયો ત્યારે તોહમતદારે ગાળો ભાંડી. વીલેજ પોલીસ એકટ કલમ ૧૪. | તા० ૧૨-૩-૯૯ | તા० ૧૨-૩-૯૯ | ફરીયાદીના સાહેદ મકન ગોવન તથા ભાંમા ગોવનના સાહેદીથી ગુન્હો બનેલો સીદ્ધ થાય છે. તોહોમતદાર પણ ગાળો દીધાનું કબુલ કરે છે માટે તોહોમતદાર અ બ ને ૧૨ કલાક ગામને ચોરે કેદ રાખવો. તા० ૧૩-૩-૯૯. પોલીસ પટેલ. |
| ૨ | રામા રણછોડ | કુંભાર | ૨૫ | વાસણ ઘડવાનો | કતારગામ તા० ચોર્યાસી | ભાણા પરાગ કતારગામ | કતારગામની હદમાં ફરીયાદી તોહમતદાર પાસે પોતાના માગતા નાણાંની ઉઘરાણી કરવા ગયો ત્યારે સામા થઇ ફરીયાદીને મુક્કી મારી હાંકી કાઢ્યો વીલેજ પોલીસ એકટ કલમ ૧૪ | તા० ૧૪-૩-૯૯ | તા० ૧૪-૩-૯૯ | ફરીયાદીના સાહેદ છીબા નથુ તથા વલભ કુબેરના સાહેદીથી ગુન્હો બનેલો સાબીત થાય છે માટે તોહમતદાર રામા રણછોડને ગામને ચોરે ૨૪ કલાક કેદ રાખવો. તા० ૧૫-૩-૯૯. પોલીસ પટેલ. |
| ૩ | જેઠા મીઠીઆ | કોળી | ૨૫ | મજુરી | કતારગામ તા० ચોર્યાસી | ફકીરભાઇઅંબાભાઇ કતારગામ | કતારગામની હદમાં ફરીયાદીના ખેતરમાં તોહમતદારે ઘુસી જઇ ખેતરમાંથી બસેર કપાસ વીણી લઇ જઇ ચોરી કરી ચોરેલા કપાસની કીં. રૂ. ૦-૪-૦ છે વીલેજ પોલીસ એકટ કલમ ૧૫. | તા० ૧૬-૩-૯૯ | તા० ૧૬-૩-૯૯ | ફરીયાદીએ તોહમતદારને કપાસ વીણી લઇ જતા પકડયો છે. ગુન્હો કર્યાનું સાબીત થાય છે. માટે તોહમતદાર જેઠા મીઠીઆ ને રૂ. ૨ દંડ કરવામાં આવે છે. તા० ૧૭-૩-૯૯. પોલીસ પટેલ. |
| ૪ | ગોસલા ઝીણીઆ | ભરવાડ | ૩૦ | બકરા ચારવાનો | કતારગામ તા० ચોર્યાસી | કાળા ભીખા કતારગામ | કતારગામની હદમાં ફરીયાદીના જુવારના ખેતરમા તોહમતદારે બકરા ઘાલી રૂ. ૧)નું નુકસાન કર્યું. વીલેજ પોલીસ એકટ કલમ ૧૫. | ૧૮-૩-૯૯ | ૧૮-૩-૯૯ | તોહમતદાર ગોસલા ઝીણીઆ ગુન્હા કર્યાનું કબુલ કરે છે માટે તેને રૂ. ૧) દંડ કરવામાં આવ્યો છે. તા. ૨૫-૩-૯૯. પોલીસ પટેલ. |
| ૫ | ગોસલા ઝીણીઆ | ભરવાડ | ૩૦ | બકરા ચારવાનો | કતારગામ તા० ચોર્યાસી | પીરભાઇ હવાલદાર | ઉપરના કેસ સારૂ ગોસલા ઝીણીઆને સમન કરી બોલાવેલો છતાં, હાજર થયો નહિ, અને તેથી પટેલના હુકમનું અપમાન કર્યું. વીલેજ પોલીસ એકટ કલમ ૧૫ | ૨૫-૩-૯૯ | ૨૫-૩-૯૯ | હવાલદાર પીરભાઇની જુબાનીથી તેમજ તોહમતદારના જવાબ ઉપરથી સમન બજેલાનું સાબીત થાય છે માટે ગોસલા ઝીણીઆ ને રૂ. ૫) દંડ કરવામાં આવ્યો છે. પોલીસ પટેલ. |
| ૬ | મગન ઢેડીઓ | ભંગી | ૨૮ | મજુરી | કતારગામ તા० ચોર્યાસી | પીરભાઇ હવાલદાર | કતારગામના હદમાં, તોહમતદારને દારૂ પીને છાકટો થઇ રસ્તામાં તોફાન કરતો હવાલદાર પીરભાઇએ જોયો વીલેજ પોલીસ પટેલ એકટ કલમ ૧૬. | ૨૬-૩-૯૯ | ૨૬-૩-૯૯ | તોહમતદાર મગન ઢેડીઓ ગુન્હો કર્યાનું કબુલ કરેછે માટે તેણે રૂ. ૦-૪-૦ દંડ આપવો. તા० ૨૭-૩-૯૯. પોલીસ પટેલ. |
| ૭ | અ બ | બ્રાહ્મણ | ૩૫ | ખેતી | કતારગામ તા० ચોર્યાસી | ક ડ | કતારગામની હદમાં, તોહમતદારે ફરીયાદીને ઘેર જઈ નલાયક ગાળો ભાંડી, વીલેજ પોલીસ એકટ કલમ ૧૪. | ૨૭-૩-૯૯ | ૨૭-૩-૯૯ | ફરીયાદ કરનારે ફરીઆદ કહાડી નંખાવી તા० ૩૦-૩-૯૯. પોલીસ પટેલ. |

આ રજીસ્ટર ઉપરથી ઉતારો મેહેરબાન ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ બહાદુરની હજુર તાલુકાના રાવ સાહેબ મામલતદાર સાહેબની મારફત રવાના કર્યો. તા० ૧-૪-૯૯.

# પોલીસ પટેલ.

અથવા

## પોલીસ પટેલને ઉપયોગી કાયદા વિગેરે બાબતનો સંગ્રહ.

તૈયાર કરનાર

**ગોવિંદજી ગોપાળજી દેશાઈ**

માજી મામલતદાર.



ચોથી આવૃત્તિ.



સુરત-ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસીંહે છાપ્યું.

સને ૧૯૧૭.

કીંમત રૂ૦ ૧—૪—૦

છપાવી પ્રસિદ્ધ કર્તા.

ગોવિંદજી ગોપાળજી દેશાઈ માજી મામલતદાર

ઠે. કતારગામ.

છાપનાર

ઠાકોરદાસ માનસિંહ.

ઠે. "સુરત સીટી" પ્રેસ, ચૌટાના પુલ ઉપર, સુરત.

# પ્રસ્તાવના.

પ્રજાના જાન માલનું રક્ષણ કરવું એ રાજ્યકર્તાઓની સર્વોપરી ફરજ છે. એ ફરજ તેઓ જાતે અદા કરી શકતા નથી; પરંતુ ચઢતા ઉતરતા દરજ્જાના નોકરો રાખી તેઓની પાસે અદા કરાવે છે. ગામડાઓમાં એ ફરજ કાયદાથી પોલીસ પટેલને શીર નાંખેલી છે. તે કાયદો તે મુંબઇ સરકારનો સને ૧૮૬૭ નો આકટ ૮ મો છે. એ ફરજની સાથે કેટલાક ગુન્હાના સંબંધમાં તેમજ કમોત અથવા અકસ્માત મરણના સંબંધમાં, ચોકસી કરવાની સત્તા આપેલી છે. વળી હલકા ગુન્હા બદલ સજા કરવાનો અધીકાર પણ પોલીસ પટેલને આપેલો છે. આવો કાયદો ઘણોજ મહત્વનો અને ઉપયોગી હોય, તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. આ કાયદો સમજી તેનો પોલીસ પટેલ જો બરાબર અમલ કરે તો ગામ લોકના જાન, માલ, આરોગ્યતા તથા નીતિ સચવાય; અને કદાચીત ગુન્હો બને તો, ગુન્હેગાર લોકો બચી ન જતાં, ઈનસાફની કોર્ટમાં ફતેહની આશાથી ખડા કરી શકાય.

૨. પરંતુ અનુભવ ઉપરથી હકીકત એવી જણાય છે કે, ઘણા ખરા પોલીસ પટેલો કાયદાએ તેમના ઉપર શી શી ફરજો નાંખેલી છે તે તથા ગુન્હાની ચોકસી કરતી વખતે તેમને શા શા અધીકાર છે તે બીલકુલ જાણતા નથી. પરિણામ એ થાય છે કે, કેટલીક વખત ભારે ગુન્હા કરનારાઓને છુટી જવાનો લાગ મળે છે. મહારાણી વિરૂધ, રાઘો માહદુ વાળા કેસમાં (ઇં. લો. રી. ૧૯ મુંબાઇ પા૦ ૬૧૨) પોલીસ પટેલની આ કાયદાની બીન માહીતી બાબત નેક નામદાર જસ્ટીસ જારડીન સાહેબે ઘણી સખત ટીકા કરેલી છે. અટોદરા ગામના ખુનના સંબંધમાં પણ આવીજ હકીકત બનેલી સાંભળવામાં છે. તપાસવા જઇએ તો એવા સંખ્યાબંધ કેસો મળી આવે.

૩. પોલીસ પટેલો પોતાને લગતા કાયદા, કાનુન બરાબર સમજતા નથી, તેનાં મુખ્ય બે કારણો મારા અનુભવથી સીદ્ધ થએલાં હું સમજું છું. પ્રથમ તો એ કે સઘળા કાયદાઓ, અંગ્રેજી બાષામાં રચવામાં આવે છે અને તે ઉપરથી દેશી ભાષાઓમાં તરજુમા થઇ પ્રસીદ્ધ થાય છે. આ તરજુમા કરવામાં, મુખ્યત્વે કરીને ગુજરાતી તરજુમા કરવામાં એવી ભાષા વાપરવામાં આવેલી હોય છે કે, સારી ઉંચી કેળવણી પામેલા

દેશીઓ પણ કોઇ કોઇ વાર તે બરાબર સમજી શકતા નથી અને અંગ્રેજી ભાષામાં રચાયલા કાયદાની મદદથી તેઓ પોતાના અંદેશા દુર કરે છે. હવે જ્યારે કેળવણી પામેલા દેશીઓને આ તરજુમા સમજવા આવી મુસ્કેલી લાગે છે, તો પોલીસ પટેલ જેવા હલકા પગારના અને ઓછી કેળવણીના માણુસોને કેટલી મુશ્કેલી પડે તેનો ખ્યાલ તો અનુભવી માણુસોજ કરી શકે.

૪. બીજું કારણ, ઘણા ખરા પોલીસ પટેલો વાંચી શકતા નથી. તેઓને તો આ ગુજરાતી કાયદા છેક નીરોપયોગી છે. વળી ગામડામાં આવા તરજુમાઓ બરાબર સમજાવી પણ કોણ શકે?

૫. પરિણામ એ થયલું જોવામાં આવે છે કે જે હેતુથી સરકારે આ એકટ ઘડેલો છે તે હેતુ સચવાતો નથી.

૬. આવી રીતની હકીકત હોવાથી મને એમ લાગ્યું કે જો પોલીસ પટેલના હોદ્દાને લગતા કાયદા કાનુનો સાદી સરળ ગુજરાતી ભાષામાં સવાલ જવાબ રૂપે, તૈયાર કરવામાં આવે તો લાંબી મુદતથી ચાલતી આવેલી ખોટ પુરી પડે, અને પટેલો પોતાની ફરજો બરાબર બજાવી શકે. વળી અભણ અને ઓછી કેળવણી પામેલા પટેલો પણ બીજાની પાસે વંચાવી સાંભળે તો પોતાને શું શું કામ કરવાનું છે તે સમજી પોતાની ફરજો બજાવી શકે.

૭. રેવન્યુ અને બીજા કેટલાએક ખાતાના નોકરોને માટે ડીપાર્ટમેન્ટલ પરીક્ષાઓ છે; તેવી પરીક્ષા નવા નીમાયલા પટેલોને માટે નથી, અને તેની બહુ જરૂર જેવુંએ નથી. તોપણ નીમણુંક થવા પછી વર્ષ આખરે આસીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરોની સ્વારી તાલુકામાં ફરવા જાય તે દરમ્યાન પટેલોની ફરજો અને અધીકાર બાબત આમ તેમ સવાલો પુછી ખાત્રી કરી લેવી જોઇએ કે તેઓ પોતાનું કામ બજાવી શકવાને લાયક થયા છે કે નહીં. આવી રીતે તેમની પરીક્ષા થવાનો માથે ડર રહેવાથી તેઓ પોતાના હોદ્દાને લગતા કાયદાની માહીતી મેળવતા રહેશે.

૮. રાજ્યકર્ત્તા અને રૈયતની વચ્ચે અમલદારોની લાંબી સાંકળમાં પટેલનો હોદ્દો એ છેલ્લી કડી છે, તોપણ તે રાજ્યતંત્ર ચલાવવાના કામમાં કંઇ ઓછી ઉપયોગી નથી. પટેલ અથવા મુખી એટલે ગામનો આગેવાન

માટે પટેલીના હોદ્દા ઉપર કેવા માણુસને નીમવો જોઇએ, એ વિશે આ ઠેકાણે બે બોલ અઘટીત ગણાશે નહીં. જે ગામોમાં વતનદાર પટેલો છે, તે ગામોમાં તો તે બાબતના ખાસ કાયદા પ્રમાણે નીમણુંક થાય છે, એટલે તે સંબંધમાં મારે કંઇ બોલવાનું નથી. પણ મારે જે લખવાનું છે તે ચાકરીયાત પટેલોની નીમણુંક બાબત છે. સરકાર તરફથી એ બાબતમાં હુકમો થએલા હોય એમ લાગતું નથી, અને તેથી નીમણુંક કરનાર અધીકારીઓ પોતાની નજરમાં આવે તે પ્રમાણે નીમણુંક કરે છે. વળી એમ પણ બને કે એ અધીકારીઓ, મુખ્યત્વે કરી નવા આસીસ્ટંટ કલેકટરો, ઘણું કરી મામલતદારની ફક્ત ભલામણ ઉપરથીજ નીમણુંક કરે, મામલતદાર પણ કોઈ કોઈ વખત અંજાણ્યા અને નવા હોય છે તેમને ઉમેદવારોની ચાલચલગત તથા સંસારી સ્થિતીની માહીતી હોતી નથી. તે પોતાના તાબાના નોકરોથી દોરવાઇ ભલામણ કરે છે. આવી રીતથી થતી નીમણુંક સંતોષકારક નિવડવાની આશા રાખવી એ જરા શક ભરેલું છે. આજે કમી થએલા પટેલોની સંખ્યા જો ગણુવા બેસીએ તો ઘણી મળી આવે.

૯. ઉપર મુજબ હકીકત હોવાથી મારી નમ્રતા પુર્વક સુચના છે કે પટેલની જગા ખાલી પડે ત્યારે હાલના રીવાજ પ્રમાણે ઉમેદવારોની અરજી મંગાવવી, પછી તે દરેક ઉમેદવારની બાબતમાં ગામના કોઈ સારા આબરૂદાર નીસ્પ્રેહી ગ્રહસ્થોને (અને એવા ગ્રહસ્થો મોટા ગામો તથા કસ્બાઓમાં મળી આવવા મુસ્કેલ નથી,) રૂબરૂ મળી હેઠળ લખેલા સવાલો પુછી વાકેફ થયા, બાદ પોતાને યોગ્ય લાગે તે ઉમેદવારની નીમણુંક કરવી.—

૧ ઉમેદવારને કેળવણી કેવાં પ્રકારની મળી છે; તેને સારી રીતે લખતાં વાંચતાં આવડે છે કે નહીં. ?

૨ તેની સંસારી સ્થિતી કેવી છે, એટલે ગામમાં તેનો વકકર પ્રયા કાબુ પડે એમ છે કે નહીં ?

૩ તેને માથે દેવું કેટલું છે અને મીલકત કેટલી છે ?

૪ તેનું અથવા તેના બાપનું ખાતું કેટલા રૂપીઆનું છે ?

૫ તેની ચાલચકત કેવી છે ?

૬ અગાઉ કંઇ ફોજદારી કોર્ટથી કોઇ ભારે ગુન્હા બદલ સજા થઇ બહાલ રહેલી છે કે નહીં ?

૧૦ આવી રીતે પુછી વાકેફ થવાથી સરકારને કોઇપણ પ્રકારનું નુકશાન નથી, પણ ઓર ફાયદો છે તે એ કે એક સારો નોકર પસંદ કરવાની તક મળે છે. કંઇ પ્રસંગ આવી પડેથી એક સારો વફાદાર, વકકરવાળો પટેલ ભારે રાજ્ય વિરૂધ અને બીજા ગુન્હાઓ થતા, એક હથીયાર બંધ ટુકડીના માણસોથી નહી બની શકે તેવા ગુન્હાઓનો સહેલથી અટકાવ કરી શકે. વળી તે પોતાના ગામ લોકોના સુખને માટે તત્પર રહે અને ગામમાં અનેક જાતના સુધારા વધારા કરી શકે. નઠારા ખવાસનો માણસ જો ભોગજોગે પટેલ થાય (અને વળી તેમ પણ બને) તો ગામના લોકોને નાહક દુઃખ આપે અને રાજ્યનું ભલું ઇચ્છે નહીં. માટે નીમણુંક કરનારા અધિકારીઓએ પટેલની નીમણુંક કરવામાં ભારે કાળજી અને સાવચેતી રાખવી જોઇએ.

૧૧. વળી બીજી એક વધુ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે જે ગામમાં જે ન્યાતની ભારે વસ્તી તે ગામમાં તે ન્યાતનાજ કોઇ ઉપર પ્રમાણે પસંદ કરેલા માણસને નીયમ તરીકે પટેલ નીમવો એ ડહાપણ ભરેલું કહેવાય. ઉંચ વસ્તીના ગામમાં કણબી, કોળી, કુંભાર કે ઢેડાને પટેલ નીમવાથી કંઈ ફાયદો થતો નથી, ઉલટી રાજ્યનીતી હલકી પડી જાય છે. અને ગામમાં તેવા માણસનો વકકર પડતો નથી, તો પછી ગામ સુધારા વધારાની આશા તો રાખવીજ શાની ?

૧૧ હું કંઇ સરકારના નાના મોટા અધિકારીઓને શીખામણ આપવા બેઠો નથી; પણ આ તો મારી નમ્રતાપુર્વક સૂચનાઓ છે, ને જેવા હેતુથી લખી છે તેવાજ હેતુથી ગ્રહણ થશે એવી આશા છે. વળી દરેક સજ્જન હિંદવાસીની ફરજ છે કે, માહારાણીશ્રી વિકટોરીયા, હિંદુસ્થાનના શેહેનશાહબાનુના અમલદારોને આ મોટું રાજ્યતંત્ર ચલાવવામાં યથાશકતી મદદ કરવી, અને તે ફરજ થોડે ઘણે દરજે અદા કરવા તરફ આ પ્રયત્ન છે.

૧૩. આ મારી મેહેનતની કદર બુજવામાં આવશે તો મારી યથાશકતી એક વફાદાર રૈયત તરીકે રાજ્યની એક અદના પણ ઉપયોગી સેવા બજાવેલી સમજી સંતોષ માનીશ.

કતારગામ. જીલ્લા સુરત. } ગોવિંદજી ગોપાલજી દેશાઈ
તા૦ ૧ જુલાઇ ૧૮૯૯. } માજી મામલતદાર.

## બીજી આવૃતીની પ્રસ્તાવના.

પેહેલી આવૃતીની એક હજાર નકલ લાંબી મુદત થયાં ખપી જવાથી તથા બીજી નકલો માટે ઉપરાચાપરી માગણી થવાથી આ બીજી આવૃતી પ્રસિદ્ધ કરવાની જરૂર જણાઇ આવી, એ હકીકત આ પુસ્તકના ઉપયોગીપણા બાબત પુરતી સાબિતી છે.

આ બીજી આવૃતીમાં પુસ્તકની રચનામાં કંઇપણ ફેરફાર કરવામાં આવ્યો નથી. મુંબઇ હાઇકોર્ટના ફેસલા આજ સુધીના વધારી લેવામાં આવ્યા છે, ધાડ પડે ત્યારે પટેલે શી શી તજવીજ કરવી તે જણાવવામાં આવ્યું છે. તથા બીજો જોઇતો સુધારો કરવામાં આવ્યો છે.

કતારગામ
તા૦ ૧ આગસ્ટ ૧૯૦૬ } ગોવિંદજી ગોપાલજી દેશાઇ.
માજી મામલતદાર.

## ત્રીજી આવૃતીની પ્રસ્તાવના.

લખવાની કાંઇ જરૂર નથી કે જેઓને માટે આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે તેઓને ઘણુંજ ઉપયોગી થઇ પડયું છે. એ હકીકત એ પુસ્તકની ખપત ઉપરથી સીદ્ધ થાય છે.

જીલ્લાના ઉપરી અમલદારોના હાથમાં આ પુસ્તક જાય છે કે તરતજ તેઓ પોતાની સત્તાની રૂએ સરક્યુલરો ફેરવી આ પુસ્તક ખરીદવા માટે પટેલોને ભલામણ કરે. ઘણાખરાં દેશીરાજ્યોમાં પણ સ્ટેટ તરફથી સામટી નકલો મંગાવે છે.

પુસ્તકની રચનામાં કંઇ ફેરફાર કરવામાં આવ્યો નથી પણ કેટલેક ઠેકાણે યોગ્ય સુધારો કર્યો છે અને નીચે મુજબનો વધારો કરવામાં આવ્યો છે.

૧—આજદીન સુધીના હાઇકોર્ટના ફેંસલા.

૨—બીજા પ્રકરણમાં, સમન્સ તથા વારંટ કેવી રીતે બજાવવા, હરકોઇ સખસ કયારે પકડી શકે. પકડવાની રીત.

૩—લોકાપકારક કૃત્ય, સાપ્રાધબળ, ચોરી અને બીગાડની વ્યાખ્યા કયાં કયાં કૃત્યો ગુન્હા કર્યા છતા ગુન્હા ગણાતા નથી.

૪—પરચુરણ જાણવાજોગ બાબતમાં કેટલાક ઠરાવોનો વધારો.

૫—પંચાતનામા વખતે મરણના કારણોની ચોકસી સંબંધી સુચના-ફાંસો ઘાલવાથી મોત નીપજ્યું હોય તેનો નમુનો તથા સાહેદ અને તોહમતદારપર કરવાના સમન્સના નમુના.

કતારગામ, જીલ્લા સુરત.
તા૦ ૧ અકટોબર ૧૯૧૧ } ગોવિંદજી ગોપાલજી દેસાઇ.
માજી મામલતદાર.

# અનુક્રમણીકા.

---

## પ્રકરણ ૧ લું.



---

# પોલીસ પટેલ

અથવા

## પોલીસ પટેલને ઉપયોગી કાયદા વિગેરે બાબતનો સંગ્રહ.

## પ્રકરણ ૧ લું.

### ગામની પોલીસનો એકટ.

સ—ગામની પોલીસ બાબત કયો કાયદો અમલમાં છે?

જ—મુંબઇ સરકારનો સન ૧૮૬૭નો આકટ ૮મો, સન ૧૮૭૬ના આકટ ૧થી તથા સન ૧૮૮૬ના આકટ ૩જા તથા સન ૧૮૯૧ના ૧ થી સુધારેલો.

સ—આ કાયદો અમલમાં લાવવાનું કામ કોને શીર છે?

જ—કમીશનર સાહેબના હુકમને અનુસરીને આ કાયદાનો વહીવટ ચલાવવાનું કામ જીલ્લા મેજીસ્ટ્રેટ સાહેબને સોંપેલું છે. ( કલમ ૩ ).

સ—પોલીસ પટેલની નીમણુંક કોણુ કરે છે?

જ—જીલ્લાના મેજીસ્ટ્રેટસાહેબ પોલીસ પટેલની નીમણુંક કરે છે, અને કમીશનર સાહેબની મંજુરી મંગાવે છે. ( કલમ ૫ ).

સ—ગામની પોલીસ કોના સ્વાધીનમાં રહે છે?

જ—પોલીસ પટેલ ગામ પોલીસનો ઉપરી છે અને તેના હુકમ મુજબ ગામ પોલીસે સરકારી કામ કરવાનું છે; ગામના બીજા ચાકરો પાસે પણુ પોતાના કામમાં મદદ માંગવાનો પોલીસ પટેલને અધીકાર છે. ( કલમ ૫–૭ ).

સ—પોલીસ પટેલે શું શું કામો કરવાંજ જોઇએ ?

જ—નીચે પ્રમાણેના કામો કરવાં જોઇએ:—

૧ જીલ્લાના મેજીસ્ટ્રેટ સાહેબ જે હુકમ કરે તે અમલમાં લાવવો.

૨ તાલુકાના મેજીસ્ટ્રેટ જે હુકમ કરે તે પ્રમાણે કામ કરવું.

૩ તે જે પત્રકો તથા ખબર માંગે તે આપવાં.

૪ પોલીસ અમલદારો પોતાની ફરજ બજાવવા સારૂ મદદ માંગે તો પોતાથી બને તેટલી મદદ કરવી.

૫ મેજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હુકમ તથા વારંટ મોકલે તે તાબડતોબ અમલમાં લાવવાં.

ટીકા—સમન્સ તથા વારંટ કેવી રીતે બજાવવા એ સંબંધીનો ખુલાસો બીજા પ્રકરણની શરૂઆતમાં આપેલો છે.

૬ સુલેહ બાબત ખબર કાહાડી ને ડીસ્ટ્રીકટ પોલીસને જાહેર કરવી. દાખલા તરીકે, કાબુલી લોકોનું ટોળું ગામ બહાર પડી ગામ લોકોની શાંતીને હેરાન કરતું હોય, લુચ્ચા લોકોનું ટોળું થઇ માર–ફાડ ગુન્હો કરવા ઇરાદો રાખતા હોય.

૭ ગામની હદમાં ગુન્હા તથા લોકાપકારક કૃત્ય થતા અટકાવવાનો બંદોબસ્ત રાખવો.

૮ ગુન્હેગારોને પકડી કહાડી તેઓને ઇનસાફ થવા સારૂ મોકલવા. ( કલમ ૬ )

ટીકા—કલમ ૬ માં પોલીસ પટેલની ફરજો બતાવેલી છે. કલમ ૧૪ થી જે અધિકાર આપેલો છે. તે કલમ ૬ થી બીલકુલ સ્વતંત્ર છે. કલમ ૧૪ ઈનસાફ કરવાની સત્તા આપે છે. કલમ ૬ વહીવટ કરવાની સત્તા બતાવે છે. કલમ ૧૪ મુજબ ઈનસાફ કરવાનું ચાલતું કોઇ કામ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ બંધ કરી શકે નહિ.

દયાળ કાનજીના કામમાં મુંબઈ લો. રીપોર્ટ ૧૦, પા. ૬૩૦.

સ—લોકાપકારક કૃત્ય એટલે શું ?

જ—જે કામો કરવાથી લોકોની આરોગ્યતા, સુખ, સલામતી અને નીતિ ભારે નુકશાનીમાં આવી પડે તેવાં કૃત્યો.

( વ્યાખ્યા માટે જુઓ પ્રકરણ બીજું )

## દ્રષ્ટાંત.

૧ આંગણામાં ગંદકી રાખવી અથવા

૨ હવાની શુદ્ધતા નાશ કરે એવો દુરગંધીવાળો ધંધો રોજગાર ચલાવવો, સરીયામ રસ્તા ઉપર આડો પીસાબ કરીને ગંદકી કરવી.

૩ ખેતર-જેમાં થઇને લોકોને જવા આવવાનો રસ્તો તેમાં જંગલી મારકણો ગોધો છુટો રાખવો.

૪ મોહોડી ઘાલ્યા શીવાય વીકાળ અથવા કરડકણો કુતરો રાખવો.

૫ ચેપી રોગવાળા માણુસ કીંવા બચ્ચાંને રઝળતાં મુકવાં.

૬ જાન કે માલને નુકશાન પોહોંચાડે એવી રીતે મોટા જથામાં બંદુકનો દારૂ અથવા બીજો કંઇ જલદીથી સળગી ઉઠે એવો પદાર્થ ભરી રાખવો.

૭ ખાવાની બગડેલી અથવા બગાડેલી ચીજો વેચવી.

૮ સાર્વજનીક ઝરા અથવા જળાશયનું પાણી મેલું કરવું.

૯ સરીયામ રસ્તા ઉપર બેફીકરાઇથી હાંકવું, અથવા સ્વારી કરવી.

૧૦ જાહેર જગામાં અથવા જાહેર જગાની પાસે ભુંડા ગીત અથવા લાવણી ગાવી, અથવા ભુંડું બેફાટ બોલવું.

એવાં કૃત્યો થતાં અટકાવવાનો બંદોબસ્ત રાખવો એ પણ પોલીસ પટેલની ફરજ છે (કલમ ૬)

સ—બંદોબસ્ત રાખવા છતાં એવાં કૃત્યો કોઇ કરે તો પોલીસ પટેલે શું કરવું ?

જ—તાલુકાના મેજીસ્ટ્રેટ આગળ તેવા સખસ ઉપર ફરીઆદ માંડવી.

સ—કઇ કઇ બાબતની પોલીસ પટેલે તાલુકાના મેજીસ્ટ્રેટને હમેશાં ખબર આપ્યાજ કરવી જોઇએ ?

જ—નીચે જણાવેલી બાબતોની હમેશાં ખબર આપ્યા કરવી જોઇએ:—

૧ ગુન્હાની બાબત.

૨ ગામની પોલીસને લગતાં સઘળા કામ બાબત.

૩ ગામ લોકોની આરોગ્યતા બાબત એટલે આપખુદ સીતલાના રોગ, અથવા કોલેરા અથવા બીજા ચેપી રોગ ગામમાં ફાટી નીકળ્યા હોય તો તે બાબત—

૪ ગામ લોકોની સામાન્ય સ્થીતી એટલે એકંદર હાલત કેવી છે તે બાબત; દુકાળ પડવાથી ઘણા લોકો ભુખે મરતા હોય, અને કામધંધો કંઈ જડતો નહિં હોય તે બાબત. (કલમ ૬)

સ—ગામના તલાટીની, પોલીસ પટેલ તરફ શી ફરજ છે ?

જ—તલાટીએ, પોલીસ પટેલ માટે સઘળાં પત્રકો તથા પ્રોસીડીંગ લખીને તૈયાર કરી આપવા જોઇએ—(કલમ ૭)

સ—ગામના ચાકર લોકોની વ્યવસ્થા પોલીસ પટેલે કેવી રીતે કરવી ?

જ—(૧) ચોરી નહીં થાય, (૨) સુલેહનો ભંગ નહીં થાય, (૩) સઘળા લોકોને તથા ગામ લોકોને ઇજા થાય એવા કામો નહીં થાય, એવો બંદોબસ્ત રહે એ પ્રમાણે ગામના ચાકર લોકોને કામ સોંપવું. (કલમ ૮)

સ—ગામ ચાકર લોકોમાંથી કોઇ ગેરરીતે ચાલે અથવા ગફલત કરે તો પોલીસ પટેલે શું કરવું ?

જ—તાલુકાના મેજીસ્ટ્રેટ, ઇયાને મામલતદારને તેણે એ વાત જાહેર કરવી. (કલમ ૮)

સ—પોલીસ પટેલ, અથવા પોલીસનું કામ પડે ત્યારે ગામના ચાકરોમાંથી જે માણસને તે કામ કરવું પડે તે માણસ, પોતાની ફરજ બજાવવામાં એટલે કામ કરવામાં બેદરકારી અથવા ગફલત કરે, તો તેને કોણ શિક્ષા કરી શકે અને કેટલી ?

જ—કોઇ પણ ફરસ્ટ કલાસ (પેહેલા વર્ગના) મેજીસ્ટ્રેટ દંડની શિક્ષા કરી શકે, અને તે દંડ, તે પટેલ ઇયા ગામ ચાકરના ત્રણ મહીનાના પગાર કરતા વધારે થઇ શકે નહીં.

વળી શિક્ષા કરવા લાયક ગેરવર્તણુંક ચલાવી હોય અથવા કંઇ કાનુન તોડી હોય, અથવા પોતાની ફરજ બજાવવામાં કસુર કરી હોય એવું સદરહુ મેજીસ્ટ્રેટને લાગે તો, તેવા પટેલ અથવા ચાકરને તેના ગુન્હાની તપાસ થતાં સુધી, નોકરીમાંથી સસ્પેન્ડ (થોડી મુદત માટે દુર કરવો તે) કરી શકે અને તપાસ પુરી થયે સદરહુ મેજીસ્ટ્રેટ, તે પટેલ અગર માણસ વધારે શિક્ષાને લાયક કસુરવાન ઠરે તો, બીજા ૭ મહીના સુધીને માટે નોકરીથી દુર રાખી શકે, અથવા બરતરફ પણ કરી શકે, પરંતુ કમીશનર સાહેબની મંજુરી વગર પોલીસ પટેલ બરતરફ થઇ શકે નહીં, અને પટેલ જો વતન એક્ટ મુજબ નિમાયલો વહીવટદાર હોય તો તે સરકારની મંજુરી વગર બરતરફ થઇ શકે નહિ.

વળી તે પટેલ અથવા ચાકર ઉપર, તે ગુન્હા બદલ ફોજદારી રીતે કામ પણ ચાલી શકે. આવે પ્રસંગે, તપાસ અને ઇનસાફ થતાં સુધી આવા પટેલ અગર ચાકરને, નોકરીથી દુર રાખવાનો હુકમ કરી શકે. (કલમ ૯ A. સન ૧૮૭૬ ના આક્ટ ૧ થી દાખલ થએલી તથા સન ૧૯૦૫ ના આક્ટ ૪ થી સુધરેલી)

ટીકા—મોજે ભટગામના લોકોએ, પોતાના ઘરોની સામે, ઢોરો બાંધવા સારૂ સરીયામ જમીન દબાવી હતી. તે બદલ એ ગામના પોલીસ પટેલે, ઉકા સામે, રીપોર્ટ કરેલો નહીં. તે ઉપરથી તેના ઉપર આ કાયદાની કલમ ૯ પ્રમાણે કામ ચલાવી પહેલા વર્ગના મેજીસ્ટ્રેટે તેને બે મહીનાનો દંડ કર્યો હતો. હાઇકોર્ટે ઠરાવ્યું કે આવા કામમાં રીપોર્ટ કરવાની પટેલની ફરજ ન હતી, અને તેથી પટેલને કરેલી સજા રદ કરી હતી.

મુ. હા. કો. રી. ૭ પાનું ૮૮. વોલ્યુમ ૨૦ પાનું ૮૮૦

**સ**—ગામની હદમાં ગુન્હો કરીને કોઈ નાસી ગયો હોય અથવા માલમ પડતો નહીં હોય તો પોલીસ પટેલે શો તજવીજ કરવી?

**જ**—૧ પોતાનું ગામ જે ડીસ્ટ્રીક્ટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણાના અમલદારને તાબડતોબ ખબર આપવી.

૨ જાતે ચોકશી કરવી.

૩ તે બાબત જે પુરાવો મળે તે લઇ તે અમલદાર પાસે મોકલવો. (કલમ ૧૦)

ટીકા—ડીસ્ટ્રીક્ટ પોલીસના માણસો આવવાની રાહ ન જોતાં, ચોકસી કરવી, તથા ઝાડો લેવો. ઝાડો બનતાં સુધી પંચની રૂબરૂ લેવો. ડી. રૂ. નંબર ૩૧ સન ૧૮૯૪.

સ—ગામની હદમાં કોઇ માણુસ (૧) કમોતે અથવા (૨) અકસ્માત મરણ પામે, અથવા, (૩) કોઇનું મુડદું જડે તો પોલીસ પટેલે શી શી તજવીજ કરવી ?

જ—(૧) પોલીસ પટેલે ગામના અથવા આસપાસના બે અથવા વધારે હોંશીયાર માણુસોને પંચાતનામું કરવા સારૂ તાબડતોબ બોલાવી એકઠા કરવા (૨) પટેલે તે માણુસોની સાથે રહી મરણના કારણની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકશી કરીને લખેલો રીપોર્ટ (પંચાતનામું) કરવો. (૩) તે રીપોર્ટ પટેલે તે ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પોંહોચતો કરવો. (કલમ ૧૧)

ટીકા—કોઇ સ્ત્રીની લાસપર પંચાતનામું કરવાનું હોય તે વખતે પંચોમાં એક યા બે ઓરતને રાખવી એ વધારે સારૂં છે; કારણ કે લોક લજ્જાના તથા નિતિના નિયમ ઉપર હંમેશાં નજર રાખી કામ કરવાની દરેક અમલદારની ફરજ તથા જરૂર છે.

સ—કાયદા વિરૂદ્ધ, એટલે ઝેર ખાવાથી અથવા ખવડાવવાથી, માર મારવાથી, ફાંસો ઘાલવાથી, મરણ થયું છે એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોલીસ પટેલે શી શી તજવીજ કરવી ?

જ—૧ થાણાના અમલદારને પટેલે તાબડતોબ સુચના આપવી.

૨ મોકલતાં રસ્તામાં મુડદું કોહી જવાની ધાસ્તી નહીં હોય તો, પાસેના સિવિલ સરજયન (મોટા ડાકટર) ની પાસે અથવા એવે પ્રસંગે મુડદાં તપાસવાને વૈદક ખાતાના જે અમલદારને નીમ્યો હોય તેની પાસે, એટલે તાલુકાની ડીસ્પેન્સરીના ડાકટર તરફ તે મુડદું તુરત મોકલી દેવું.

૩ મુડદું મોકલશું તો તે કોહી જશે અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહીં અને ઉલટો ધોકો પહોંચશે એવા કારણથી પોલીસ પટેલથી મુડદું મોકલી શકાતું નહીં હોય ત્યારે, થાણાનો અમલદાર, અથવા તેના તાબાનો કોઇ અમલદાર, અથવા કોઇ મેજીસ્ટ્રેટ તે મુડદું બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે ત્યાં સુધી તે મુડદું—પટેલે અટકાવી રાખી બાળવા અથવા દાટવા દેવું નહીં. (કલમ ૧૧)

સ—વાજબી કારણ વગર પંચાતમાં બેસવાનું કોઈ માણસ ના કહે, અથવા ગફલત કરે તો પટેલે શી તજવીજ કરવી?

જ—પટેલે તેવા માણસના ઉપર મેજીસ્ટ્રેટ આગળ ફરીયાદ માંડવી, તે ગુન્હો સાબીત થયા પછી તે માણસ ધણામાં ધણા પચાસ રૂપીઆ સુધી દંડને, અથવા દંડ નહીં આપે તો એક મહિના સુધી કેદની સજાને લાયક થશે. પોલીસ પટેલથી એવા માણસને સજા કરી શકાય નહીં. ( કલમ ૧૧ )
કેસરહિન્દ વિ૦ રામશેઠ શંકર ક્રી. રૂ. નંબર ૩૫ સને ૧૮૯૨.

ટીકા—૧. પંચાતનામા સંબંધી સુચના તથા નમુના માટે પાછળ નમુના નં૦ ૯–૧૧ જુવો.

૨. ડીસ્ટ્રીકટ પોલીસ અમલદાર, ગુન્હાવાળી જગાએ આવે ત્યાં સુધી પોલીસ પટેલ તેમની રાહ જોઇ બેસી રહે તો આ કાયદાનો હેતુ જળવાય નહીં માટે તેમની રાહ ન જોતાં પોલીસ પટેલે આ કલમથી તેને જે સત્તા મળેલી છે તેનો તાબડતોબ ઉપયોગ કરવોજ જોઇએ. ઇ. લો. રી. ૧૯ મુંબઇ, પાનું ૬૧૨.

સ—પોતાના ગામના કોઇ અમુક માણસે મોટો, ભારે ગુન્હો કર્યો છે એવું માનવાને કારણ હોય તો પોલીસ પટેલે શી શી તજવીજ કરવી ?

જ—૧ તેવા માણસને પોલીસ પટેલે પકડવો.
૨ પુરાવાના કામમાં આવે તેવી જે જણસો હોય તે જણસો સુધાં તે માણસને ડિસ્ટ્રિકટ પોલીસ થાણાના અમલદાર પાસે ૨૪ કલાકની અંદર મોકલવો. (કલમ ૧૨)

સ—કયા કયા ગુન્હા ભારે સમજવા ? દ્રષ્ટાંત આપો.

જ—૧ રાજ્ય વિરૂદ્ધ ગુન્હા જેવા કે (અ) મહારાણીના સામા લઢાઇ કરવી, લઢાઇ કરવાની કોશીશ કરવી, અથવા લઢાઇ કરવામાં મદદગારી કરવી; (બ) રાજ્ય છીનવી લેવાને સંપ કરવો; ઇંડીઆ સરકારને કે ઇલાકાની સરકારને, બળના દેખાવથી ડરાવવાને સંપ કરવો; (ક) રાણીના સામા લઢાઇ કરવાના ઇરાદાથી હથીયારો વીગેરે એકઠાં કરવાં; (ડ) રૈયતમાં બેદીલી ઉત્પન્ન કરવી; વીગેરે.

૨ સીક્કા તથા સરકારી સ્ટેંપ સંબંધી ગુન્હા જેવા કેઃ--

(અ) ખોટો સીક્કો બનાવવો.

(બ) સરકારી સ્ટેંપ ખોટો બનાવવો.

૩ માણસના શરીર સંબંધી ગુન્હા જેવા કેઃ—

(અ) ખુન.

(બ) આત્મઘાત કરવામાં મદદગારી.

(ક) બચ્ચાંને તજી દેવાના ઇરાદાથી રખડતું મુકવું.

(ડ) સ્ત્રીની રજામંદી વગર ગર્ભપાત કરવો.

(ઈ) મનુષ્યહરણ.

(એફ) જારકરમને માટે બાળકને વેચવું, ખરીદવું, અથવા કબજામાં લેવું.

(જી) બળાત્કાર સંભોગ.

(એચ) સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હા.

૪ મીલકત વિરૂદ્ધ ગુન્હા, જેવા કેઃ—

(અ) ભારે ચોરી.

(બ) જબરાઇથી કઢાવવું.

(ક) લુટ કરવી, ધાડ પાડવી, ડાકાઇટી.

(ડ) નિત્ય ચોરીની મીલકતનો ધંધો કરવો.

**સ**—તમે જે ગામના પોલીસ પટેલ છો તે ગામમાં, એક મહમદ નામના સખસે એક ફાતમા નામની બાઇડીને માથામાં કુહાડી મારી ખુન કર્યું તો તમોએ શી તજવીજ કરવી ?

**જ**—ડીસ્ટ્રીકટ પોલીસ થાણાના અમલદારને તાબડતોબ ખબર આપવી. તે અમલદાર આવવાની રાહ ન જોતાં નીચે પ્રમાણેની તજવીજ કરવાને પોલીસ પટેલને આ કાયદાથી અધીકાર છે.

૧ ગુન્હો બન્યો છે કે નહીં તેની નજરે જોઇ ખાત્રી કરવી.

૨ પંચાતનામું કરવું. (કલમ ૧૧)

૩ લાસને ડાકટર સાહેબ તરફ મોકલવી. (કલમ ૧૧)

૪ સાહેદોને બોલાવી તેમની પ્રતીજ્ઞા ઉપર જુબાની લઇ મહમદે ગુન્હો કર્યો છે તેની ખાત્રી કરવી. (કલમ ૧૩)

૫ ખુન કરનારને પકડવો. (કલમ ૧૨)

૬ કુહાડી ઘરમાં અથવા બીજી જગાએ સંતાડેલી હોય તે શોધી કહાડવા ઝાડો લેવો. (કલમ ૧૩)

૭ બીજા ગામે કુહાડી સંતાડેલી છે એમ માલમ પડે તો તે ગામે જઇ શક પડતા ઘરોનો ઝાડો લેવો અને તે ગામના પટેલને ખબર આપી તેની મદદ લેવી (કલમ ૧૩)

૮ કુહાડી તથા લોહીવાળાં કપડાં તથા રીપોર્ટ તથા જુબાનીના કાગળીઆં સાથે તે ગુન્હેગારને ૨૪ કલાકની અંદર ડીસ્ટ્રીકટ પોલીસ થાણાના અમલદાર પાસે મોકલી દેવો. (કલમ ૧૨)

ઉપલી તજવીજ દરમ્યાન ડીસ્ટ્રીકટ પોલીસ થાણાના અમલદાર આવી પોહોંચે તો તેમને તપાસના કામમાં પુરતી મદદ કરવી.

સ—ધાડ પાડવાના અથવા ડેકોઇટીના, કે અપહરણના ગુન્હા બને ત્યારે પટેલે શી શી તજવીજ કરવી જોઇએ ?

જ—(એ) ડેકોઇટી અથવા અપહરણની ખબર પડે કે તરતજ ગામના મજબુત માણસોને પટેલે એકઠા કરવા. જો ધાડ પાડનારા લોકો દેખાતા હોય તો તેની પછાડી બધા ગામ લોકોએ જવું અને તેઓને પકડવાનો યત્ન કરવો. જો તેઓને પકડવાનું નહીં બની શકે તો આટલું તો ગમે તે રીતે થઇ શકે કે તેઓની પાછળ લાગુ રહેવું અને તેઓને નજર તળે રાખવા.

(બી) જ્યારે ગામ લોકો એકઠા થાય ત્યારે ધાડપાડુઓ દેખાતા નહી હોય તો ગામની અથવા ધાડ પાડેલી જગાએથી કઈ દીશા તરફ ગયા છે તે સેજ તપાસ ઉપરથી માલમ પડી આવશે. જો અજવાળું હોય તો તેઓની પગલી ઘણું કરીને દેખાતી હશે તે ઉપરથી તેઓની પાછળ પડવું.

(સી) ગામડાના લોકોનો મોહોટો ભાગ જ્યારે "એ" અને "બી" માં બતાવ્યા પ્રમાણે રોકાયા હોય ત્યારે ઢીલ થયા વગર પાસેના ગામોમાં ગુનો થયાની ખબર કરવા ખાસ માણસો મોકલવા અને તે ગામના

પોલીસ પટેલોએ તુરત નીકળવું અને પછવાડે લાગવામાં સામેલ થવું અને વળી બીજા ગામોમાં ચોગરદમ ખબર આપવા સારૂ ખાસ માણસો મોકલવા. જો આ મુજબ જલદી કરવામાં આવે તો ગુન્હેગારોને પકડવાનો ઘણો સંભવ રહે. એટલું તો થાય કે ધાડપાડુઓની ભાળ મળે અને તેથી જ્યારે ડીસ્ટ્રીકટ પોલીસ આવે ત્યારે તેઓને માલમ પડે કે કયી દીશા તરફ જવું. ફક્ત આટલુંજ થાય તો તે બરાબર પગલું ભરેલું કહેવાય.

(ડી) જે ગામની હદોમાં ધાડપાડુઓના પગલાં ગયાં હોય તો તે પગલાં કયાં જાય છે તે શોધી કાહાડી તેની ભાળ મેળવવી એ તે ગામની પોલીસનું કામ છે. જો કોઇ ગામની અંદરથી પગલી બહાર જતી બંધ થાએ તો એવો શક લાવવાને સબળ કારણ મળે કે જે લોકોની પગલીઓ શોધવામાં આવે છે તે લોકો તે ગામની હદમાંજ છે અને ઘણું કરીને તેજ ગામના છે તેથી તે ગામની પોલીસની ઉપર ગુન્હો સોધી કાહાડવાનો અને ગુન્હેગારોને પકડવાનો મુખ્ય બોજો પડશે.

ઢોરો અને ઘેટાંઓ હાંકી જવાના કામોમાં તે પગલીની ભાળ અગાડી મેળવવાનું કામ પોતાને માથે લેવું. આનો અર્થ એવો નથી કે જે ગામમાં અપહરણ અથવા ચોરી થઇ હોય તો તે ગામની પોલીસની જોખમદારી બીજા ગામની હદમાં પગલી માલમ પડી કે તદન મુક્ત થઇ જાય છે, તેમ નથી. તેઓ કામનું છેવટ આવતા સુધી સાથે રેહેવાને બંધાયલા છે.

જે જગાએ ગુન્હો બન્યો હોય તે જગાએ બારીક તપાસ કરવામાં વખત ગુમાવવો નહી. તલાટી અથવા બીજા ભણેલા આબરૂદાર માણસે જે ચીજો ગઇ હોય તેનું લીસ્ટ કરવા હાજર રહેવું પણ ગામની પોલીસે તો ઉપર બતાવ્યા મુજબનું કામ એકદમ કરવું કેમકે અગત્યનો વખત નકામો જાય નહીં. જેને ત્યાં ધાડ પડી હોય તે જો

ધાડપાડનારાઓને ઓળખતા હશે તો તેઓ તેનું નામ આપશે અને એથી સ્થાનિક અધીકારીઓને મદદ મળશે.

જેમ તાકીદથી અને લાંબા વીસ્તારમાં જો ઓમાટો થાય તો તે ઘણોજ સારો છે.

સ—જે ગુન્હાને માટે ( કલમ ૧૦-૧૧ અને ૧૨ માં કહેલા ગુન્હાઓ ) ની સજા કરવાનો પોલીસ પટેલને અધિકાર ન હોય તેવા ગુન્હાની ફરજની રૂએ, પોલીસ પટેલ ચોકશી કરે ત્યારે તેને શો અધિકાર છે ?

જ—કલમ ૧૦-૧૧ અને ૧૨ મા કહેલા ગુન્હાની ચોકસી કરતી વખતે નીચે બતાવેલો અધીકાર સઘળા પોલીસ પટેલને છે.

૧ સાહેદોને બોલાવી તેઓને પુછવાનો,
૨ સત્ય સ્મરણપુર્વક પ્રતિજ્ઞા કરાવીને તેઓની જુબાની લેવાનો.
૩ સંતાડેલી જણુસો માટે ઝાડો લેવાનો.
૪ ઝાડો લેવા સારૂ અથવા ગુન્હેગારનો પીછો લેવા સારૂ બીજા ગામની હદમાં જઇને કામ કરવાનો અધિકાર પોલીસ પટેલને છે, પણ તે બાબત તેણે તે ગામના પોલીસ પટેલને તાબડતોબ ખબર કરવી. (કલમ ૧૩)

ટીકા—૧ પોલીસ પટેલને પ્રતિજ્ઞા આપી જુબાની લેવાનો અધિકાર છે અને જે કોઈ સાક્ષી પ્રતિજ્ઞા ઉપર જુબાની આપવા ના પાડે અથવા સવાલનો જવાબ નહિં આપે, અથવા પોતાની લખાવેલી જુબાનીપર સહી નહિં આપે અથવા ખોટી ખબર આપે તેવે પ્રસંગે પોલીસ પટેલે મેજીસ્ટ્રેટને ત્યાં ફરીઆદ કરવી.

૨ રહેવાના ઘરનો ઝાડો ઘણીજ અગત્ય નહીં હોય તો પોલીસ પટેલે સુરજ આથમે ત્યારથી તે સુરજ ઉગે ત્યાં સુધી લેવો નહીં.

૩ બીજા ગામે ઝાડો લેવા સારૂ, અગર ગુનેહગારનો પીછો લેવા સારૂ જવું પડે ત્યારે તે ગામના પટેલે બને તેટલી મદદ કરવી, અને ઝાડો લેવાનું અથવા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજા ગામના પટેલને માથે છે.

સ—કયા કયા ગુન્હાને માટે અને કેટલા કલાક સુધી કેદની સજા કરવાનો સઘળા પોલીસ પટેલને અખીકાર છે?

જ—પોતાના ગામની હદમાં હલકી મારામારી અથવા ગાળાગાળી કરવા બદલ કોઇ માણુસ ઉપર ફરીયાદ થઈ હોય તો તેનો ઇનસાફ કરી ગુન્હો સાબીત થાય તો ઘણુામાં ઘણુા ૨૪ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો પોલીસ પટેલને અખત્યાર છે, પણુ ગુન્હો થયા પછી આઠ દહાડામાં ફરીયાદ થવી જોઇએ. ( કલમ ૧૪ )

ટીકા—૧ તોહમતદારે ગાળ દેવામાં જે શબ્દો વાપર્યા હોય તેમાંના થોડા ઘણુા શબ્દો સ્પષ્ટ રીતે પોલીસ પટેલે રજીસ્ટરમાં લખવા.

૨ આવા ગુન્હા બદલ પટેલથી દંડની સજા થઇ શકે નહી. આઠ દીવસ પછી ફરીયાદ આવે તો સાંભળવી નહીં. " હલકી મારામારી " એ શબ્દોમાં સાપ્રાધબળ વાપરવાનો સમાસ થાય છે.

મું. લો. રી. પુ. ૧. પા. ૬૮૭.

૩ આ કલમ મુજબ ચાલતો કોઇ મુકદમો ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ અટકાવી શકે નહીં. મું. લો. રી. પુ. ૧૦ પા. ૬૩૦

સ—કયા કયા ગુન્હાની ચોકસી કરી ઇન્સાફ કરવા માટે સનંદ ( કમીશનર ) થી વિશેષ અધીકાર પોલીસ પટેલને મળી શકે?

જ—૧ હલકી ચોરી, એટલે ચોરીના માલની અજમાયશી કીમત બે રૂપીઆ ઉપર નહી હોય તેવી ચોરીના ગુન્હા.

૨ અપક્રીયા ( બીગાડ ) એટલે જયારે બીગાડથી થયલું નુકશાન બે રૂપીઆ ઉપર નહીં હોય તેવા બીગાડના ગુન્હા.

૩ પોલીસ પટેલે જાતે કાયદાસર હુકમ આપ્યો હોય તે હુકમને હરકત કરવાના, અથવા તે હુકમ નહીં માનવાના ગુન્હા.

સ—એવી સનંદ મળવાથી શું અધિકાર પોલીસ પટેલને મળે છે?

જ—ઉપર કહેલા ગુન્હાઓની સાબીતી પોતાની આગળ જે માણુસ ઉપર થાય, તેને પાંચ (૫) રૂપીઆ સુધી દંડ કરવાનો, અથવા ઘણાંમાં ઘણાં અડતાળીસ (૪૮) કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો અધિકાર મળે છે. ( કલમ ૧૫ )

---

સાપ્રાધબળ, ચોરી, અપક્રીયા વીગેરે ગુન્હાની વ્યાખ્યા બીજા પ્રકરણમાં આપી છે.

ટીકા—કાયદાસર હુકમને હરકત કરી હોય અથવા તે પ્રમાણે ચાલવાની ના કહી હોય તે પ્રસંગે દંડ નહી આપે તોજ કેદની સજા કરવાની છે.

હલકી ચોરી તથા બીગાડના ગુન્હા બદલ ફકત કેદની સજા થઇ શકે, અથવા દંડની સજા પણ થઇ શકે, પણ બેઉ સજા એકીવારે થઇ શકે નહીં.

મોજે નેવાસા બુદ્રુકના પોલીસ પટેલે (૧) પુના લક્ષ્મણ અને (૨) બરકયા ઉપર એક રૂપીઆની કીંમતનો માલ ચોર્યા બદલ સાબીતી ઠરાવી નંબર ૧ નાને બે રૂપીઆ દંડ, તે ન આપે તો ૨૪ કલાક ચોરામાં કેદની, અને નંબર ૨ જાને દોઢ રૂ૦ દંડ અને તે નહીં આપે તો ૧૮ કલાક કેદની સજા કરી હતી. બેઉ તોહમતદારો દંડ ભરી શકયા નહીં, તેથી તેમને ઉપર કહેલી મુદત સુધી ચોરામાં કેદ રાખવામાં આવ્યા હતા, સજા ભોગવ્યા બાદ પોલીસ પટેલે દંડની રકમ વસુલ કરવાને માટે જપ્તિનું વારંટ કાઢી નંબર ૧ પાસેથી રૂ૦ ૨ વસુલ કીધા, અને નંબર ૨ જાની પાસેથી રૂ૦ ૦ા વસુલ કીધો આ કામ હાઇ કોર્ટમાં જતાં એવો ઠરાવ થયો કે, દંડ નહીં આપે તો કેદ કરવાનો પોલીસ પટેલને કલમ ૧૫ પ્રમાણે હુકમ નથી. ૧૫ મી કલમ મુજબ ફકત પોલીસ પટેલ રૂ૦ ૫ સુધી દંડ કરી શકે અથવા તો ગામને ચોરે ૪૮ કલાક સુધી કેદ રાખી શકે, માટે વસુલ કીધેલો દંડ જેનો તેને પાછો આપવાનો હુકમ થયો હતો.

શહેનશાહ વિરૂદ્ધ પુના લક્ષ્મણ ભીલ. મું. લો. રી. વો. પાનું ૩૫૭.

સ—એવી સનંદ કોણ આપી શકે છે?

જ—એવી સનંદ આપવાનો અધીકાર જીલ્લા મેજીસ્ટ્રેટને કમીશનર સાહેબ હુકમ લખીને આપે છે. ( કલમ ૧૫ )

ટીકા—૧ પોતાના ઘરમાં લોકો “ તમાસા ” કરે તે અટકાવવાનો પોલીસ પટેલને અધીકાર નથી, અને એવો જો કાંઇ હુકમ કર્યો તો તે ગેરકાયદે છે અને તે કોઇ ના માને તો કંઈ ગુન્હો નથી.

કેસરહિન્દ વિ. તુકારામ ઇચ્છારામ. ક્રી. રૂ. નંબર ૨૪ સન ૧૮૮૯.

૨ સડક માપવાના કામમાં ઈનજીનીયર ખાતાના કોઇ અમલદારને મદદ કરવા ગામના “ માહાર ” લોકોને ( એટલે ગામ નોકરોને ) હુકમ કરવાનો પોલીસ પટેલને કલમ ૭ મુજબ અધીકાર નથી અને એવા હુકમનો કોઇ અપમાન કરે તો તે સજાને પાત્ર નથી.

ક્રી. રૂ. નંબર ૨૮ સને ૧૮૫૦. કેસરહીન્દ વિ. ઢવલા વલ્લભ અને બીજા બે.

સ--પોલીસ પટેલને સમન કહાડવાનો અધીકાર છે?

જ--જે ગુન્હાનો પોલીસ પટેલ ઇન્સાફ કરી સજા કરી શકે તેવા ગુન્હાના કામમાં, પોતાની રૂબરૂ જવાબ આપવા સારૂ હાજર થવા તોહમતદારના ઉપર સમન કહાડવાનો અધીકાર છે.

ક્રી. રૂ. નંબર ૨૫ સન ૧૮૯૧.

સ--પોતાની સહીથી કહાડેલા સમન મુજબ કોઇ હાજર નહીં થાય તો પટેલ જાતે સજા કરી શકે કે કેમ?

જ--હા, કલમ ૧૫ આધારે પટેલ પોતે જાતે સજા કરી શકે.

ક્રી. રૂ. નંબર ૨૫ સન ૧૮૯૧. કેસરહિંદ. વિ. રત્ના બાવજી.

ટીકા--જે ગુન્હાની બાબતમાં પોલીસ પટેલ ચોકસી કરી સજા કરી શકે નહીં તેવા ગુન્હા બદલ પોતાની આગળ હાજર થવા કહાડેલા હુકમ કોઇ ના માને તો તે સખસને પોલીસ પટેલ સજા કરી શકે નહીં. તેવા કામમાં મેજીસ્ટ્રેટ આગળ ફરીયાદ કરવી.

ક્રી૦ રૂ૦ નંબર ૨૬ સન ૧૮૯૧. કેશર હિંદ વી. વ્યંકટેશ ગણેશ.

સ--તોહોમતદારને પોલીસ પટેલ સવાલ પુછે તેનો તે જવાબ આપવા ના પાડે તો પટેલ સજા કરી શકે?

જ--પટેલ સજા કરી શકે નહીં, કારણ તે કાંઇ પોલીસ પટેલે જાતે કાયદેસર કહાડેલા હુકમ માનવાની ના કહેવા બરાબર નથી.

મું. લો. રી. પુ. ૧ પા ૪૩૫. કેસરહિન્દ. વિ. રાવજી વલદ માધુ.
ક્રી૦ રૂ૦ નંબર ૩૦ સન ૧૮૯૨.

ટીકા--કલમ ૧૫ મુજબ પોલીસ પટેલે જાતે કહાડેલા કાયદાસર હુકમને માનવામાં ગફલત થઇ હોય અને જાણીબુઝીને તે માનવાની ના પાડી એમ ન જણાય તો ગુન્હાની સાબીતી ટકી શકે નહીં. એટલે જાણીબુઝીને હુકમ માનવાની ના પાડી હોય તોજ ગુન્હો સાબીત ગણી સજા કરવી.

ક્રી. રૂ. નંબર ૪૯ સન ૧૮૯૨. કેસરહિંદ. વિ. નથુ વલદ વેકુ તથા બીજા.

એક હોનાપા નામના સખસે અંકોલાના પોલીસ પટેલ આગળ તા૦ ૨૨-૯-૧૯૦૫ ને રોજ શીવુગવરી નામની સ્ત્રી ઉપર ગાળ દીધા બદલ આ કાયદાની કલમ ૧૪ અનવે ફરીયાદ કરી. બીજે દીવસે પટેલે તોહમતદાર સ્ત્રીને બોલાવવા ગામ નોકરને હુકમ કર્યો, તેણીએ હાજર થવા ના પાડી. ફરીથી ગામ નોકરને પટેલે મોકલ્યો તોપણ તેણીએ હાજર થવા ના પાડી, આમ ના પાડવાથી, પટેલે ડીસ્ટ્રીકટ પોલીસની મારફતે તેણીને હાજર કરાવી પછી પટેલે આ કાયદાની કલમ ૧૫ આધારે પોતાનો હુકમ ન માનવા માટે તેણીને રૂ૦ ૫) પાંચ દંડ કર્યો, અને દંડ ન આપે તો ૪૮ કલાક કેદમાં રહેવાનો હુકમ કર્યો. આ કામ કનારા જીલ્લાના મેજીસ્ટ્રેટે હાઇ કોર્ટમાં મોકલતાં, હાઇ કોર્ટે ઠરાવ્યું કે પટેલે મોઢાના હુકમથી ગામ નોકર મારફત હાજર થવાને શીવુગવરીને ફરમાવ્યું તે હુકમ કાયદાસર નથી સબબ પટેલનો હુકમ રદ કરી, દંડ પાછો આપવાનો હુકમ કર્યો.

મું. લો. રી. વો. ૮. પા. ૧૧૯

ઉપરના ઠરાવની મતલબ એવી છે કે તોહમતદારને પટેલે જાતે બોલાવવા જોઇએ ( કાયદાસર હુકમ આપવો જોઇએ ), અગર તો સમન કરી બોલાવવા જોઇએ.

સ—એવી સનંદને આધારે બીજી શું વિશેષ સત્તા પોલીસ પટેલને મળે છે ?

જ—એ સનંદ અમલમાં રહે ત્યાં સુધી નીચે લખેલા હરકોઇ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કોઈ માણસ કરે તો તેને એક રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા દંડ નહીં આપે તો ગામને ચોરે ધણામાં ધણાં બાર કલાક સુધી કેદ રાખવાનો અધીકાર મળે છે:—

૧ કોઇ માણસ કોઇ જનાવરને મનમાં આવે તેમ અવિચારથી અથવા નિર્દયપણે બડબશે એટલે મારશે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેની ઉપર જુલમ કરશે તે.

૨ સાર્વજનિક કુવો અથવા તળાવ અથવા હોદ જે કામ સારૂ નીમ્યો હોય તે કામમાં ઓછો ઉપયોગી પડે તેવી

રીતે તેમાં કોઇ માણુસ નાહાશે, ધોસે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા ખરાબ કરાવશે તે.

આ કાનુન નદી સંબંધી ગુન્હાને લાગુ નથી.

ડી. રૂ. નંબર ૨૭ શન ૧૮૯૨

૩ કોઇ માણુસ મના કરેલી જગાએ કચરો, ગોજવાડ અથવા પુંજો મુકશે તે.

૪ કોઇ માણુસ હરકોઈ સાર્વજનિક રસ્તામાં, મોહોલામાં, માર્ગમાં, અથવા રાહદારીની જગાએ ઝાડો પીશાબ કરીને ગંદકી કરશે; અથવા દારૂ વગેરે પીને તોફાન અથવા મસ્તી કરશે; અથવા પોતાનાથી સંભાળ નહીં થાય તેવો થઇ જશે તે.

(અ) પાસે રેહેનારાઓને, અથવા આવનાર જનાર લોકોને કંટાળો આવે તે રીતે ટાંકીમાં, ઉકરડામાં, અથવા તેવાજ બીજા કસામાં કોઇ માણુસ ગોજો પદાર્થ, પાકા કારણુ વગર જાણી જોઇને એકઠો થવા દેશે અથવા

(બ) કોઇ ઘરમાંથી, કારખાનામાંથી, તબેલામાંથી, સંડાસમાંથી, અથવા તેવા બીજા કશામાંથી, લોકોને આવવા જવાની જગાએ ગોજો પદાર્થ, પાકા કારણુ વગર જાણી જોઇને વેહેવા દેશે; અથવા

(ક) જે તલાવ, અથવા હોદ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વેહેળાએ પાણી આવતું હોય તે વેહેળામાં, મુએલું જનાવર, કચરો, અથવા ગોજવાડ નાંખશે, અથવા જે બીજી જગાએ સદરહુ પ્રકારની ગોજવાડ નાંખ્યાથી લોકોને ઉપદ્રવ થાય તે જગાએ નાંખશે તે. (કલમ ૧૬)

સ—આવાં લોકાપકારક કૃત્ય અથવા બેઢંગા કામ થતાં અટકાવવાની બાબતમાં પોલીસ પટેલને શો અધીકાર છે?

જ—એવાં લોકાપકારક કૃત્ય અથવા બેઢંગા કામ કરવાનું જારી રાખવું નહીં અથવા ફરીથી કરવું નહીં એમ મના કરવાનો પોલીસ પટેલને અધીકાર છે. (કલમ ૧૬.)

ટીકા—૧ મના કરેલી જગાએ પુંજો મુકવા બદલ એક તોહમતદારને આઠ આના દંડની સજા પોલીસ પટેલે કરી હતી તે કામમાં એમ બતાવવામાં આવ્યું કે તોહમતદારે જાતે તે કૃત્ય કર્યું ન હતું પરંતુ હાઇકોરટે એમ ઠરાવ્યું કે ઘરનો વડીલ માણસ પોતાના ઘરમાંથી જે કાંઈ લોકાપકારક કૃત્ય થાય તે બદલ જવાબદાર છે. ક્રી૦ રૂ૦ નંબર ૨૯ શન ૧૮૮૭.

૨. પોલીસ પટેલે કરેલો દંડ કમી કરવાને જીલ્લા મેજીસ્ટ્રેટ સાહેબને અધીકાર નથી તેણે એવા કેસ હાઇકોરટમાં મોકલવા જોઈએ. પોલીસ પટેલો હાઈકોરટની સત્તા નીચે છે.

કેસરેહીંદ. વી. હરગોવન દગલજી. ક્રી૦ રૂ૦ નંબર ૪૧ શન ૧૮૮૯.

સ—પોલીસ પટેલની રૂબરૂ એટલે તેના દેખતાં કોઇ હલકી મારામારી કે ગાળાગાળી કરે (કલમ ૧૪), અથવા હલકી બે રૂપીઆની કીમતનો માલ ચોરી કરી લે, અથવા એટલી કીમતના માલનો બીગાડ કરે (કલમ ૧૫) અથવા કાંઇ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કરે (કલમ ૧૬) તો પોલીસ પટેલે શી તજવીજ કરવી? તે જાતે ઇનસાફ કરી શકે?

જ—તે જાતે ઇનસાફ કરી શકે. પણ તેણે તાલુકાના મેજીસ્ટ્રેટ આગળ ફરીઆદ કરવી એ વધારે સારો રસ્તો છે. કોઇપણ માણસની ફરીઆદ વગર પોતાની જાતમાહીતી ઉપરથી અગર શક ઉપરથી પોલીસ પટેલ કામ ચલાવી શકે નહીં.

સ—પોતાના ભાઇ, ભાંડુ અગર સંબંધી ઉપર એવા ગુન્હાની ફરીઆદ આવી હોય તો પટેલે કેમ કરવું?

જ—જે ગુન્હાનો ઇનસાફ કરવામાં પોતાનું ઇયા સગાવહાલાનું અગર પોતાના ચાકરનું, હીત રહેલું હોય, તેવા ગુન્હા પોલીસ પટેલે સાંભળવા નહીં. ફરીઆદ કરનારને તાલુકાના મેજીસ્ટ્રેટ આગળ ફરીઆદ નોંધાવવાની સમજુત કરવી.

સ—કલમ ૧૪-૧૫-૧૬ પ્રમાણે ગુન્હાનો ઇન્સાફ કરતી વખતે કામ શી રીતે ચલાવવું?

જ—પક્ષકારો દેખતાં એટલે તેમની રૂબરૂ, કામ મુખજુબાનીથી ચલાવવું, એટલે સવાલ જવાબ લખવાના નથી. પરંતુ પાછળ બતાવેલા

નમુના પ્રમાણે એક રજીષ્ટર ( પત્રક ) રાખવું અને દર મહીને તે ઉપ-રથી ઉતારો કરીને જીલ્લા મેજીસ્ટ્રેટ સાહેબ તરફ તાલુકાના મેજીસ્ટ્રેટ મારફત તે ઉતારો મોકલવો. (કલમ ૧૭).

ટીકા—પત્રક માટે પ્રકરણ ૫ નમુનો નંબર ૧૫ જુઓ.

વસુલ આવેલો દંડ તાલુકાના રાવસાહેબ મામલતદાર તરફ સરકાર ત્રીજોરીમાં જમા થવા સારૂ ભરણાની યાદી સાથે મોકલવો.

સ—એ ગુન્હાઓ માંડી વાળી શકાય કે નહીં અને તે કોણ માંડી વાળી શકે અને કયારે ?

જ—ગુન્હો સાબીત થવાનું દફતરમાં લખ્યા પહેલાં ગમે તે વખતે, ફરીઆદ કહાડી નંખાવવાનો અધીકાર ફરીયાદ કરનારને છે. (કલમ ૧૭)

ટીકા—કલમ ૧૪-૧૫ અને ૧૬ માં બતાવેલા ગુન્હાનું વીગતવાર કોષ્ટક આ પ્રકરણને છેડે આપેલું છે તે જુઓ.

સ—કલમ ૧૫ પ્રમાણે આપેલી સનંદ, સઘળી અથવા થોડી ઘણી, રદ કરવાનો કોને અધિકાર છે. ?

જ—કમીશનરની મંજુરી લઇને, સઘળી અથવા થોડી ઘણી સનંદ રદ કરવાનો અધીકાર જીલ્લા મેજીસ્ટ્રેટ સાહેબને છે. (કલમ ૧૮ )

સ—બેવારસી માલ બાબત પોલીસ પટેલની શી ફરજ છે ?

જ—પોતાના ગામમાં જે બેવારસી માલ જડયો હોય તે સઘળો માલ, અને ડીસ્ટ્રીકટ પોલીસે જે સઘળો બેવારસી માલ પોલીસ પટેલને હવાલે કર્યો હોય તે સઘળો માલ, પોતાના કબજામાં રાખી, તાલુકાના મેજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો, અને તે મેજીસ્ટ્રેટ હુકમ કરે તે પ્રમાણે કરવું. ( કલમ ૧૯ )

સ—બે વારસી ઢોર જડયાં હોય તો શી રીતે કરવું ?

જ—ઢોરોના અતીક્રમણ બાબતના ( ડબાના ) કાયદા મુજબ અમલ કરવો. ( કલમ ૧૯ ) એટલે તે ઢોરને ડબામાં ઘાલવાં અને પછી તે કાયદા મુજબ તજવીજ કરવી.

સ—જે ગુન્હાઓની આ કાયદામાં સજા ઠરાવી છે તે ગુન્હાઓની ફરીયાદ બીજા કાયદા પ્રમાણે થઇ શકે કે નહિ?

જ—થઇ શકે, પરંતુ એકનાએક ગુન્હા બદલ કોઇ માણસને બેવાર સજા થઇ શકે નહીં. ( કલમ ૨૦ )

સ—કંઇ જરૂરી કારણસર, પોલીસ પટેલને ગામમાંથી ગેર-હાજર રહેવું પડે, અથવા એકાએક માંદો પડે, અથવા બીજા કોઇ કારણથી તેનાથી પોતાનું કામ નહીં થાય, ત્યારે પટેલે શી તજવીજ કરવી જોઇએ?

જ—૧ પોતાના કોઇ લાયક કુટુંબીને, પોતાનું કામ સોંપવું, અથવા

૨ કુંટુંબી કોઇ લાયક ન હોય તો, બીજા કોઇ લાયક માણસને સોંપવું.

૩ તે બાબત તાલુકાના મેજીસ્ટ્રેટને તાબડતોબ રીપોર્ટ કરવો.

સ—જે બીજા માણસને પટેલે પોતાનું કામ કરવા સોંપ્યું હોય તેણે શું શું કામ કરવું?

જ—તેણે ગુન્હેગારનો ઇનસાફ કરીને સજા કરવાના કામ શીવાય પોલીસ પટેલનું સઘળું કામ, બીજી રીતનો હુકમ મળતા સુધી કરવું. ( કલમ ૨૧ )

ટીકા—આવા માણસને સજા કરવાનો અધીકાર નથી.

# સન ૧૮૬૭ના મુંબઈની આકટ ૮ મુજબ જે ગુન્હાઓને માટે

| કલમ. | ગુન્હા. | તોહમતદારને કેવી રીતે હાજર રાખવો. | ફરીઆદ પાછી ખેંચી લઇ શકાય કે નહીં. |
|---|---|---|---|
| ૧૪ | હલકી મારામારી અથવા ગાળાગાળી. | તોહોમતદારને પોતાની સહીતા સમન કહાડી બોલાવવો. | ગુન્હો સાબીત થયાનું દફતરમાં દખલા પહેલા ગમે તે વખતે, ફરીયાદ કહાડી નંખાવવાનો અધીકાર ફરીયાદ કરનારને છે. કલમ ૧૭. |
| ૧૫ | હલકી ચોરી, ચોરીના માલની કીંમત રૂ. ૨ સુધીની હોય તો અપક્રીયા (બીગાડ) નુકશાન રૂ. ૨ સુધીનું હોય તો. પોલીસ પટેલના હુકમને હરકત કરવી અથવા હુકમ માનવાને ના કહેવી. | | |
| ૧૬(૧) | જનાવરને ઘાતકીપણે મારવું તેનો ગેરઉપયોગ કરવો, તેના ઉપર જુલમ કરવો. | | |
| (૨) | સાર્વજનીક કુવા, તળાવ, અથવા હોદ જે કામ સારૂ નીમ્યા હોય તે કામમાં ઓછા ઉપયોગી પડે તેવી રીતે તેમાં નાહવું, ધોવું, પાણી ખરાબ કરવું અગર કરાવવું. | | |
| (૩) | મના કરેલી જગાએ કચરો, ગોજવાડ અથવા પુંજો મુકવો. | | |
| (૪) | સાર્વજનિક રસ્તામાં, મોહોલામાં, મારગમાં અથવા રાહદારીની જગાએ ઝાડો પીશાબ કરીને ગંદકી કરવી, દારૂ પીને તોફાન અથવા મસ્તી કરવી. પોતાનાથી સંભાળ નહીં થાય તેવા થઇને જવું. | | |
| (૫) | ટાંકીમાં કે ઉકરડામાં ગોજો પદાર્થ એકઠો થવા દેવો, ઘરમાંથી, કારખાનામાંથી, તબેલામાંથી, સંડાસમાંથી ગોજો પદાર્થ વહેવા દેવો. મુએલું જનાવર, કચરો, અથવા ગોજવાડ જે વહેળાએથી તળાવમાં પાણી પીવાનું આવતું હોય તે વહેળામાં નાંખવો. લોકોને ઉપદ્રવ થાય તેવી જગાએ ગોજવાડ નાંખવો. | | |

# પોલીસપટેલ સજા કરી શકે તેવા ગુન્હાઓની વીગતનું કોષ્ટક

| ઇનસાફ કોણ કરી શકે. | સજા. | ફરીયાદ કેટલી મુદતમાં કરવી જોઇએ | કામ ચલાવવાની રીત. |
|---|---|---|---|
| સઘળા પોલીસ પટેલ. | ૨૪ કલાક સુધી ગામને ચોરે કેદ. ૧૪ | ગુન્હા થયા પછી આઠ દીવસમાં ફરીયાદ થવી જોઇએ. | પક્ષકારો દેખતાં, એટલે તેમની રૂબરૂમાં મુખજુબાનીથી કામ ચલાવવું, એટલે સવાલ જવાબ લખવાના નથી; પરંતુ પાછળ બતાવેલા નમુના પ્રમાણે એક રજીષ્ટર રાખવું, તેમાં હકીકત લખવી અને દર મહીને તે ઉપરથી ઉતારો કરી, જીલ્લા મેજીસ્ટ્રેટ તરફ, તાલુકાના મેજીસ્ટ્રેટ મારફત મોકલવો.<br><br>ટીકા—તોહોમતદારને કોઇ દીવસ પ્રતીજ્ઞા અપાય નહીં. ફરીયાદી તથા સાહેદોને પ્રતીજ્ઞા આપવી.<br><br>વસુલ આવેલો દંડ ભરણાની યાદી સાથે તાલુકાના મામલતદાર તરફ સરકાર તીજોરીમાં જમા થવા સારૂ મોકલવો. |
| જે પોલીસ પટેલને ખાસ સનંદથી અધિકાર આપ્યો હોય તે પટેલ. | રૂ૦ ૫) સુધી દંડ અથવા ૪૮ કલાક સુધી ગામને ચોરે કેદ. | મુદતનો બાધ નથી પરંતુ જેમ બને તેમ વેહેલી ફરીયાદ થઇ હોય તો સારૂ. | |
| | રૂ૦ ૫) સુધી દંડ તે નહીં આપે તો ૪૮ કલાક સુધી કેદ. ૧૫ | | |
| | રૂ૦ ૧) સુધી દંડ અથવા દંડ નહીં આપે તો ૧૨ કલાક સુધી ગામને ચોરે કેદ. ૧૬ | | |

# પ્રકરણ ૨ જું.

## ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા સન ૧૮૯૮ ના ઈન્ડીઆ એકટ ૫ ઉપરથી તથા પીનલકોડ ઉપરથી ઉપયોગી બાબત.

સ—મેજીસ્ટ્રેટોને તથા પોલીસને લોકોએ કયારે મદદ કરવી ?

જ—કોઇ મેજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માંગે તેવા દરેક માણસે તેને મદદ કરવી જોઇએ.

(અ) બીજા કોઇપણ માણસને પકડવાનો સદરહુ મેજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અધિકાર હોય તેવા માણસને પકડવામાં અથવા નાશી જતા અટકાવવામાં.

(બ) સુલેહના ભંગનો અટકાવ કરવામાં અથવા દબાવી દેવામાં અથવા હરકોઇ રેલ્વે, નેહેર, ટેલીગ્રાફ અથવા સાર્વજનીક મિલકતને નુકશાન કરવાની કોશીષનો અટકાવ કરવામાં. કલમ ૪૨.

જે કોઇ વ્યાજબી મદદ નહીં કરે તે પીનલકોડ કલમ ૧૮૭ મુજબ શીક્ષાને પાત્ર થાય છે.

સ—લોકોએ કયા કયા ગુન્હાની ખબર આપવી જોઇએ ?

જ—નીચે લખેલો હરકોઈ ગુન્હો કર્યા વિષે અથવા કરવાના બીજા હરકોઇ સખસના ઇરાદા વિષે, ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર, જે શખસ જાણતો હોય તેવા દરેક શખસે, વ્યાજબી સબબ નહીં હોય તો, પાસેમાં પાસેના મેજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી. વ્યાજબી સબબ છે તે સાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર સખસને માથે છે એમ સમજવું. કલમ ૪૪.

## પીનલકોડ કલમ—ગુન્હાની વીગત.

---

૧૨૧. રાણીની સામા લડાઇ કરવી, અથવા લડાઇ કરવાની કોશીશ કરવી, અથવા લડાઇ કરવામાં મદદગારી કરવી.

૧૨૧. અ—રાજ્ય વિરૂદ્ધ કેટલાએક ગુન્હા કરવા સારૂ સંપ કરવો.

૧૨૨. રાણીની સામા લડાઇ કરવાના ઇરાદાથી હથિઆરો વગેરે એકઠાં કરવાં.

૧૨૩. લડાઇનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી.

૧૨૪. કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં અણાવવા અથવા નહીં અણાવવાના ઇરાદાથી ગવર્નર જનરલ, ગવર્નર વગેરેપર હુમલો કરવો.

૧૨૪. અ—એદિલી ઉત્પન્ન કરવી, અથવા ઉત્પન્ન કરવાની કોશિસ કરવી.

૧૨૫. રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા એશિઆના કોઇ રાજાની ઉપર લડાઇ કરવી અથવા તેહવી લડાઇ કરવામાં મદદગારી કરવી.

૧૨૬. રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનાર કોઇ રાજાના મુલકપર લુટ કરવી.

૧૩૦. રાજકીય અથવા લડાઇના કેદીને નાહાસી જવામાં સાહાય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો અથવા તેને પાછો પકડે તેમાં સાહામાં થવું.

૧૪૩. જે, કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય.

૧૪૪. જીવ લે એવું કાંઇ હથિયાર પાસે છતાં કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવું.

૧૪૫. કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેમાં સામીલ થવું અથવા જારી રહેવું.

૧૪૭. હંગામો કરવો.

૧૪૮. જીવ લે એવું હથિઆર પાસે રાખીને હંગામો કરવો.

૩૦૨. ખુન.

૩૦૩. જન્મટીપના ગુન્હેગારે કરેલું ખુન.

૩૦૪. ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્યવધ અગર જે કામથી મોત થયું હોય તે મોત આણવાના ઇરાદાથી કર્યું હોય, તો અગર તે કામ મોત આણવા ઇરાદાથી નહીં, પણ તેથી મોત થવાનો સંભવ હોય છે એમ જાણીને કર્યું હોય તો.

૩૮૨. ચોરી કરવા સારૂ, અથવા ચોરી કર્યા પછી નાશી જવા સારૂ અથવા ચોરીથી મળેલી મીલકત પાસે રાખવા સારૂ મોત, વ્યથા અથવા અટકાવ કરવાની, અથવા મોત, વ્યથા કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને પછી ચોરી કરવી.

૩૯૨. અપહરણ.
સુરજ આથમ્યા પછી તથા સુરજ ઉગ્યા પહેલાં કોઇ ધોરી રસ્તાપર કર્યું હોય તો.

૩૯૩. અપહરણ કરવાની કોશિષ.

૩૯૪. અપહરણ કરવામાં અથવા અપહરણની કોશિષમાં બુધ્ધિપુર્વક વ્યથા કરવી અથવા અપહરણ કરવામાં સામિલ રહેવું.

૩૯૫. ડાકાઇટી.

૩૯૬. ડાકાઇટીમાં ખુન.

૩૯૭. ખુન અથવા મહાવ્યથા કરવાની કોશિષની સાથે અપહરણ અથવા ડાકાઇટી.

૩૯૮. કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય તે વખતે અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશિષ.

૩૯૯. ડાકાઇટી કરવાની તૈયારી કરવી.

૪૦૨. ડાકાઇટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે સખ-સોમાં હોવું.

૪૩૫. ૧૦૦ રૂપીયાની કે વધારે નુકશાની અથવા ખેતીની ઉત્પન્નની બાબતમાં ૧૦ રૂપીયાની કે વધારે નુકશાની કરવાના ઇરાદાથી અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થવડે બીગાડ કરવો.

૪૩૬. કાંઇ ઘર વગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થવડે બિગાડ કરવો.

૪૪૯. મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહ પ્રવેશ કરવો.

૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહપ્રવેશ કરવો.

૪૫૬. રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૭. કેદની શિક્ષા થઇ શકતી હોય એવો ગુન્હો કરવા સારૂ રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું અગર તે ગુન્હો ચોરીનો હોય તો.

૪૫૮. વ્યથા કરવાની તૈયારી કરીને રાત્રે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૯. ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહાવ્યથા કરવી.

૪૬૦. ઘણા સખસો રાત્રે ઘર ફાડવા વગેરેમાં સામીલ હોય, અને તેઓમાંનો કોઇએક મોત અથવા માહાવ્યથા કરે તો.

( કલમ ૪૪ )

સ—ગામના પોલીસ અમલદારે, મુખીએ, રખેવાળે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે કઇ કઇ બાબતોની ખબર પાસેમાં પાસેના મેજીસ્ટ્રેટને કયા થાણાના અમલદારને આપવીજ જોઇયે ?

જ—૧ ગામમાં ચોરીની મીલકત લેનારા અથવા વેચનારા હરકોઇ મશહુર માણુસનું કાયમ અથવા કામચલાઉ રહેવાના ઠેકાણા બાબત.

૨ ફૂલાણો માણુસ ઠગ, અપહરણ કરનાર, નાહાસી ગએલો ગુન્હેગાર અથવા ઢંઢેરાથી પ્રસીધ્ધ કરેલો ગુન્હેગાર છે તે માણુસ બાબત.

૩ જામીન નહી લઇ શકાય તેવા હરકોઈ ગુન્હા કર્યાની વાત, અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત.

૪ કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત થનાર માણુસ બાબત.

૫ જીવ લે એવું કંઇ હથીયાર પાસે છતાં કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થનાર માણુસ બાબત.

૬ કાયદા વિરૂદ્ધ મંડળીને વીખરાઇ જવાનો હુકમ થયેલો છતાં તેમાં જે માણુસ જારી રહે તે બાબત.

૭ હંગામો કર્યા બાબત, અથવા કરવાના ઈરાદા બાબત.

૮ જીવ લે એવું હથીયાર પાસે રાખી હંગામો કર્યા બાબત અથવા કરવાના ઇરાદા બાબત.

૯ ગામની નજીક પણ બ્રીટીશ ઇંડીયા બહાર એટલે પરહદમાં ખુન વીગેરે ભારે ગુન્હા કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત. ( કલમ ૪૫ )

સ—ઉપરની બેહુ કલમમાં બતાવેલો સખસ આવી ખબર આપવામાં કસુર કરે તો તે શી શીક્ષાને પાત્ર થાય છે ?

જ—પીનલકોડ કલમ ૧૭૬ મુજબ તે ૭ મહીના સુધી કેદની સજાને અથવા રૂ૦ ૧૦૦૦ સુધી દંડને પાત્ર થાય છે.

ગામના મુખીએ, ગામના રખેવાળે, અને જમીનના ધણીઓએ અથવા ભોગવટો કરનારાઓએ, પોતાના ગામમાં કે જમીનમાં ગુન્હા કરનારી જાતના કોઇપણ સખસો રહેતા હોય તેના સંબંધમાં, રજીસ્ટર તૈયાર કરવાના કામ સારૂ મેજીસ્ટ્રેટ તેમને (૧) બોલાવે ત્યારે હાજર થવાને અને ખબર આપવાને ચુકે તે બાબત, (૨) અને એવી જાતનો કોઇપણ નોંધાયલો માણુસ, પોતાના ગામમાંથી કે જમીનમાંથી જાય તે બાબત, તાબડતોબ ખબર પાસેના પોલીસના થાણાના અમલદારને આપવી જોઇએ—વળી કોઇ સખસ ગુન્હો કરનારી જાતનો છે એવો વાજબી શક જાય ત્યારે એવો સખસ ગામમાં અથવા જમીનમાં આવ્યાની ખબર મળે કે તુરત તે ખબર પોલીસ થાણાના અમલદારને આપવી જોઇએ.

ઉપરની ફરજ બજાવવામાં જે કોઇ ચુકશે તો તે પીનલકોડ કલમ ૧૭૬ મુજબ સજાને પાત્ર થશે.

ગુન્હો કરનારી જાતો બાબતનો આકટ—સન ૧૯૧૧ નો ૩ જો (ઇં) કલમ ૨૬ તથા ૨૭.

---

**સમન્સ તથા વારંટ બજાવવાની પોલીસ પટેલની ફરજ છે તથા જાડો લેવાનો અખત્યાર પણ છે માટે તેઓએ નીચેની બાબત ખાસ ધ્યાન દઈ વાંચવી.**

---

**સમન કોણે, કેવી રીતે બજાવવો**—સમન પોલીસ અમલદારે બજાવવો. સમન કરેલા સખશને સમનની એક પ્રત આપીને

અથવા આપવા માટે કહાડીને લો એમ કહીને ખુદ તેની ઉપર તે સમન બજાવવો, અને તે સમન પોંહોચ્યા બદલ પોતાની પાસેની પ્રત ઉપર સહી લેવી. સમન કરેલો સખસ જડે નહીં તો, તેના કુટુંબમાંના કોઇ પાકી ઉમરના મરદ માણુસને સમનની એક પ્રત આપી બજાવવાનો અધિકાર છે, અને તે માણુસને પોહોચ્યા બદલ સહી લેવી. જ્યારે કોઇ સહી કરી આપવા ના કહે તો જે ઘરમાં સમન કરેલો સખસ ઘણું કરીને રહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના પ્રસીદ્ધ ભાગ ઉપર તે સમનની એક નકલ ચોહોડવી. સરકારના અથવા રેલ્વે કંપનીના નોકર ઉપરના સમન કચેરીના ઉપરી મારફત બજાવવા. (૬૮–૭૨)

**વારંટ કેવી રીતે બજાવવું**—જે સખસને પકડવો હોય તે સખસને તે વારંટનો સાર જણાવવો, અને તે સખસ કહેતો, તેને તે વારંટ બતાવવું (૮૦). પકડેલા સખસને વગર ઢીલે કોર્ટમાં રજુ કરવો. (૮૧). પકડવાનું વારંટ બ્રીટીશ ઇંડીઆમાં કોઇ પણ જગાએ બજાવવાનો અધિકાર છે. (૮૨) બીજા મેજીસ્ટ્રેટની હુકમતમાં બજાવવું હોય તો તે બીજા મેજીસ્ટ્રેટની યા તાલુકાના ફોજદારની તે વારંટ ઉપર સહી લેવી ને પછી બજાવવું, (૮૪) વારંટ જ્યાં સુધી તે રદ કર્યું નથી ત્યાં સુધી અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી અમલમાં રહે છે (૭૫). વારંટમાં તારણ લેવાનું ફરમાવ્યું હોય ત્યારે જે અમલદારના નામનું તે વારંટ કહાડ્યું હોય તેઅમલદારે હુકમ પ્રમાણે તારણ લેવું અને પકડેલા સખસને પહેરામાંથી છુટો કરવો અને જામીનખત કોર્ટની ઉપર રવાના કરવું. (૭૬).

નાસી જવાને લીધે, અથવા સંતાઇ જવાને લીધે વારંટ બજાવી શકાય નહીં તો પોલીસ અમલદારે તેવો રીપોર્ટ કરવો, કે મેજીસ્ટ્રેટ જાહેરનામું કહાડી તેની મીલકત જપત કરે. (૮૭–૮૮).

જ્યારે વારંટમાં અમુક જગ્યા અથવા તેના ભાગનો ઝાડો લેવાનું દર્શાવવામાં આવ્યું હોય તો વારંટ બજાવનાર સખસે ફકત તેટલીજ જગ્યામાં તપાસવું. (૯૭)

ગેરવ્યાજબી રીતે કેદ કરેલા સખસ માટે, પહેલા વર્ગનો અથવા પેટા ટુકડી મેજીસ્ટ્રેટ ઝાડો લેવાનું વારંટ કહાડવાને મુખત્યાર છે. ગેરવ્યાજબી રીતે કેદ કરેલો સખસ ઝાડો લેતાં જડે તો પોલીસે તેને તાબડતોબ કોઇ મેજીસ્ટ્રેટ આગળ લઈ જવો. (૧૦૦)

ઝાડો લેવાના વારંટો પોલીસ અમલદારના નામના કરવાં, બંધ કરેલી જગ્યા જે સખસોનાં હવાલામાં હોય તેઓએ ઝાડો લેવા દેવો. એવી જગ્યામાં જવા નહી દે તો વારંટ બજાવનાર પોલીસ અમલદાર તે જગ્યાનો બહારનો કે અંદરનો દરવાજો તોડી અંદર દાખલ થઇ શકે. (૧૦૨)

પોલીસ અમલદારે ઝાડો લેવો તે બે અથવા વધારે આબરૂદાર નજીકના રહેનાર સાહેદોની સમક્ષ લેવો, અને જપ્ત કરેલી ચીજો તથા તે જે જગ્યેથી જડી હોય તે જગ્યાઓની ટીપ સદરહુ અમલદારે તૈયાર કરવી અને તે ઉપર સાહેદોની સહી લેવી. ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારાને અથવા તેના તરફથી કોઇ સખસ ને ઝાડો લેવાતો હોય ત્યારે હાજર રહેવા દેવો. અને તેને ઉપર કહેલી ટીપની એક નકલ સાહેદોની સહી સાથે તે માંગે તો આપવી. (૧૦૩)

**પકડવાની રીત**—જે સખસને પકડવો હોય તેના શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું; પણ જો તે સખસ બોલીને અથવા કાંઇ કરી પેહેરાને તાબે થાય તો તો તેમ કરવું નહીં. જો પકડવાની સામે થાય તો જરૂરના સઘળા ઉપાયો કરવાને પોલીસ અમલદાર યા પકડનાર મુખત્યાર છે. (૪૬)

જે સખસને પકડવો હોય તે જે જગામાં પેઠો હોય તે જગા જે માણસના હવાલામાં હોય તેણે પોલીસ અમલદારને તેની માગણી ઉપરથી તે જગામાં વગર અડચણે જવા દેવો અને તેમાં શોધ કરવા સારૂ યોગ્ય મદદ આપવી. (૪૭)

એવી કોઇ જગામાં જઇ શકાતું ન હોય તો, સદરહુ જગાની બહારનો કે માહેનો દરવાજો અથવા બારી ફોડવાનો સદરહુ પોલીસ અમલદારને અખત્યાર છે. એવી જગા કોઇ ઓરડો હોય અને તેમાં કોઇ ઝનાના બાયડી રહેતી હોયતો તે બાયડીને તે માંહેથી નીકળી જવાની છુટ આપવી, અને પછી ઓરડો ફોડીને તેમાં પેસવું. (૪૮).

પકડવાનું વારંટ બજાવનાર પોલીસ અમલદાર એવી કોઇ જગામાં ઘેરાઈ ગયો હોય, અથવા તેને કોઇએ અટકાવી રાખ્યો હોય તો તે, પોલીસ અમલદારને દરવાજા યા બારી ફોડીને બહાર નીકળવાનો અખત્યાર છે. (૪૮).

પકડેલા સખસને નાસી જતો અટકાવવાને માટે જરૂર હોય તે કરતાં વધારે પ્રતિબંધ કરવો નહીં. (૫૦)

પકડેલા સખસનો ઝાડો લેવાને, તથા તેના શરીર ઉપર પહેરવાના કપડાં શીવાય બીજી કોઇ વસ્તુ જડે તે સંભાળી રાખવાને પોલીસ અમલદાર મુખત્યાર છે; પણ જે વસ્તુ જડે તે બાબત તુરત મેજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો અને તેના હુકમ પ્રમાણે અમલ કરવો. (૫૧)

બાયડાંનો ઝાડો લેવડાવવાની જરૂર હોય ત્યારે લોક લજ્જા ઉપર પક્કી રીતે નજર રાખી બીજી કોઈ બાયડી પાશે તે ઝાડો લેવડાવવો. (૫૨).

પકડેલા સખસ પાસે મારવાના હથીઆર હોય તો તે પકડનાર અમલદારે તેની પાસેથી લઇ લેવાં અને પોતાના ઉપરીને અથવા કોર્ટને સ્વાધીન કરવાં. (૫૩).

**હરકોઈ સખસ પકડી શકે**—જામીન નહી લઇ શકાય તેવો અને કોગ્નિઝબલ ગુન્હો, જે સખસ કોઇ ખાનગી સખસના દેખતાં કરે, તેને તે ખાનગી સખસ પકડવાને મુખત્યાર છે. અને કોઇ સખસ ગુન્હેગાર છે એવું જાહેરનામું કાહાડયું હોય તો તેને પણ ખાનગી સખસ પકડી શકે છે. પકડીને તાબડતોબ કોઈ પણ પોલીસ અમલદારને સ્વાધીન કરવો. તેણે નોનકોગ્નિઝબલ ગુન્હો કર્યો છે એમ જણાય તો ૫૭ મી કલમ પ્રમાણે તજવીજ કરવી અને ગુન્હો કર્યો છે એમ માનવાને કારણ ન હોય તો તેને એકદમ પોલીસ અમલદારે છોડી મુકવો. (૫૯)

## પીનલકોડ.

### પોલીસ પટેલ પીનલકોડ કલમ ૨૧ મુજબ એક સરકારી નોકર છે માટે તેને પીનલકોડ બાબ ૯ ની માહીતી હોવી જોઇએ.

સ—લાંચ અથવા રૂશવત એટલે શું ?

જ—જે સરકારી નોકર પોતાના હોદાનું કાંઇ કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા પોતાના હોદાનો

અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવા અથવા ન કરવાના કારણુ દાખલ અથવા બદલામાં કાયદેસર મેહેનતાણું સરકારથી મળતું હોય તે ઉપરાંત કાંઇ અવેજ લે તો તેણે "લાંચ" લીધી એમ કેહેવાય.

સ—કોઇ સરકારી નોકર લાંચ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, તો તે કેટલી સજાને પાત્ર થાય ?

જ—ત્રણ વર્ષની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની સજાને પાત્ર થાય છે. કલમ ૧૬૧.

સ—સરકારી નોકર સાથે વગ ચલાવવા, લલચાવવાના કારણુ દાખલ જે માણુસ બીજા કોઇ પાસે પોતાને માટે અથવા બીજા કોઇ પણુ સખસને માટે લાંચ લે તો કેટલી સજાને પાત્ર થાય ?

જ—ઉપરની કલમમાં ફરમાવ્યા મુજબ ત્રણુ વર્ષની કેદની અથવા દંડની સજાને પાત્ર થાય કલમ ૧૬૨.

સ—સરકારી નોકર સાથે પોતાનો ખાનગી વગ ચલાવવાને કોઇ માણુસ પોતાને માટે અથવા બીજા કોઇ સખસને માટે કાંઈ પણુ અવેજ લે તો તે કેટલી સજાને પાત્ર થાય છે ?

જ—એક વર્ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની અથવા એ બંનેની સજાને પાત્ર થાયછે. કલમ ૧૬૩.

સ—સરકારી નોકર થઇને ઉપલી બે કલમમાં કહેલા ગુન્હા કરવામાં મદદગારી કરે તો તેને કેટલી સજા થાય ?

જ—ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સજાને પાત્ર થાય છે. કલમ ૧૬૪.

સ—કોઇ સરકારી નોકર આગળ કાંઇ મુકદમો ચાલતો હોય તે મધ્યે નિસબત રાખનારા કોઇ સખસ પાસેથી તે સરકારી નોકર, કીમત આપ્યા વગર અથવા પોતાના જાણ્યા મુજબ ઓછી કીમત આપીને, પોતાના માટે અથવા બીજા કોઇ સખસને માટે, કાંઈ કીમતી વસ્તુ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાની કોશીષ કરે તો તે સરકારી નોકરને કેટલી સજા થઇ શકે ?

જ—બે વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા બંનેની સજા થઇ શકે. કલમ ૧૬૫.

સ—બીજા કોઇ સખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકર કાયદાનો હુકમ ન માને તો તેને કેટલી સજા થઇ શકે ?

જ—એક વર્ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની અથવા એ બંનેની સજા થઈ શકે. કલમ ૧૬૬.

સ—સરકારી નોકર થઇને બીજાને નુકશાન કરવાના ઇરાદાથી પોતાના હોદ્દાની રૂએ ખોટો લેખ બનાવે તો તેને કેટલી સજા થઇ શકે ?

જ—ત્રણ વર્ષની મુદત સુધીની એમાના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા બંનેની સજા થઈ શકે. કલમ ૧૬૭.

સ—કોઇ સરકારી નોકર જેની કાંઇ મીલકતની ખરીદી અથવા માંગણી નહીં કરવાની ફરજ હોય, છતાં પોતાને નામે ઇયા બીજાને નામે, અથવા બીજાઓ સાથે ભાગમાં, ખરીદી અથવા માંગણી કરે તો તેને કેટલી સજા થઇ શકે ?

જ—બે વર્ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સજા થઇ શકે અને ખરીદેલી મીલકત સરકાર જપ્ત થશે. ૧૬૯.

---

## લોકાપકારક કૃત્ય, સાપ્રાધબળ, ચોરી અને બીગાડ—એ ગુન્હાઓ માટે પોલીસ પટેલોને પોલીસ એકટની કલમ ૧૪-૧૫ મુજબ અધિકાર છે માટે તેઓએ સદરહુ ગુન્હાઓની વ્યાખ્યા જાણવાની જરૂર છે તે નીચે મુજબ:—

---

**લોકાપકારક કૃત્ય**—જે સખસ એવું કાંઇ કામ કરે, અથવા એવી કાંઇ કાયદા વિરૂદ્ધ કસુર કરે, કે જેથી લોકોને, અથવા જે માણસો પડોશમાં રહેતા હોય, અથવા જેઓના કબજામાં પાડોશમાં કાંઇ મિલકત હોય, તે સર્વ માણસોને, કાંઇ સાધારણ નુકશાન, ભય અથવા દુઃખ થાય, અથવા જેથી જે સખસોને કાંઇ સાર્વજનીક હક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન, અડચણ, ભય અથવા દુઃખ થવા વિના રહેજ નહી, તે સખસે લોકાપકારક કૃત્ય કર્યું એમ સમજવું (૨૬૮)

ટીપઃ—દ્રષ્ટાંતો માટે જુઓ પાના ૨-૩

**સાપ્રાધબળ**—જો કોઇ સખસ બીજા કોઇ સખસની રજામંદી શીવાય તે બીજા સખસની ઉપર ઇરાદાથી બળ વાપરે, અને તે કાંઈ ગુન્હો કરવા સારૂ અથવા તે બળ જે સખસની ઉપર વાપરે તે સખસને તે બળથી કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે સખસે તે બીજા સખસની ઉંપર સાપ્રાધબળ વાપર્યું એમ સમજવું. (૩૫૦)

### ઉદાહરણ

નદીમાં બાંધેલી હોડીના દોરડાં છોડી નાંખવાં, જોડેલા ઘોડા તથા બળદને ચાબક મારી તેની ગતીમાં ફેરફાર કરવો, ઇરાદાપૂર્વક ધક્કો મારવો, કાદવમાં પથર ફેંકી બીજાના કપડાં બગાડવાં, ઇરાદાથી કોઇ ઔરીનો બુરખો ખેંચવો, કુતરાને બીજાના શરીર ઉપર કુદાવવો, જાણીબુઝીને પાઘડી પાડી નાંખવી. એ બધા કૃત્ય સાપ્રાધબળમાં આવી જાય.

**ચોરી**—જે માણુસ, કોઈ સખસના કબજામાંથી તે સખસની રજામંદી શીવાય, કાંઇ જંગમ મીલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરીને, તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખસેડે, તે માણુસે ચોરી કરી એમ સમજવું. (૩૭૮)

**ખુલાસા**—૧. કાંઇ વસ્તુ જયાં સુધી જમીનમાં ચોંટેલી હોય ત્યાં સુધી તે જંગમ મીલકત નથી, માટે તેની ચોરી થઇ શકે નહિ, પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઇ શકે.

૨. જે કામથી જુદું પાડવું થાય, તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઇ શકે.

૩. કોઈ સખસ ખરેખર કોઇ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઈ અડચણ દુર કરે, અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

૪. કોઇ સખસ કોઇ પણ ઉપાયથી કોઇ જનાવરને ગતીમાન કરે, તો તેણે તે જાનવર ખસેડયું, તથા તે જાનવરને ગતી થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોય, તે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

૫—ઉપલા લક્ષણુમાં રજામંદી લખી છે, તે સાફ રજામંદી હોય કે અર્થાત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર સખસ અથવા તે કારણુસર જેને સાફ કે અર્થાત સમજાય એવો અખત્યાર હોય તેવો કોઇપણુ સખસ, આપી શકે.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને વાસ્તે નીચેની હકીગતો હોવી જોઇએઃ—

૧. બદદાનતથી લેવાના ઇરાદાથી કાંઇ વસ્તુ ખસેડવી જોઇએ. ૨. કોઇ સખસને કબજો હોવો જોઇએ. ૩. તેની રજામંદી શીવાય ખસેડવી જોઇએ. ૪ તે વસ્તુ જંગમ વસ્તુ હોવી જોઇએ.

જે વસ્તુ બદલ ચોરીનું તોહમત હોય તે વસ્તુ ઉપર તોહમતદારનો જેવો તેવો હક હોય તો તેના ઉપર ચોરીનું તોહમત રહી શકે નહીં.

કોઇ હિંદુ સ્ત્રીનું સ્ત્રીધન તેનો ધણી બદદાનતથી લે તો તે પણુ ચોરી કહેવાય, તેમજ સ્ત્રીની જે મીલકત ઉપર કોઇ મુસલમાન ધણીનો હક ના હોય અને તે જો બદદાનતથી લે તો તે પણુ ચોરી કહેવાય. કાંઇ વસ્તુનો માલીક, જો તે વસ્તુ જેના કબજામાં હોય તેના કબજામાંથી બદદાનતથી ખસેડે તો તે પણુ ચોરીનો ગુન્હેગાર થઇ શકે છે.

**બીગાડ**—લોકને અથવા કોઇ સખસને ગેરવ્યાજબી હાની અથવા નુકસાની કરવાના ઇરાદાથી, અથવા તેવી હાની કે નુકસાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને, જે માણુસ કાંઇ મિલકતનો નાશ કરે, અથવા કાંઇ મિલકતમાં કે તેની સ્થીતીમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કીમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય; અથવા તેથી ઉપર નુકસાનભરેલી અસર થાય તો તે માણુસે બીગાડ કર્યો એમ સમજવું. ૪૨૫

પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સખસોના રાશ ખાતાની કાંઇ મિલકત બાબત પણુ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.

ટીકા—ફી આપ્યા વગર ઉજડ જમીનમાં ઢોર ચરાવવાં એ કાંઈ બીગાડનો ગુન્હો કહેવાય નહીં. રખડતા ઢોર નુકશાન કરે તો તેથી બીગાડનો ગુન્હો થતો નથી, પણુ જો તે ઢોરનો માલીક જાણીજોઈને ઢોરને તે જમીન ઉપર હાંકી જઇ નુકશાન કરાવે તો તે ગુન્હો થાય છે. બીગાડના ગુન્હાની ખુબી એ છે કે આ ગુન્હો કરવાથી ગુન્હેગારને કાંઈ ફાયદો કે લાભ ન છતાં તે બીજાને નુકશાન કરવાનું ધારે છે.

સ—કયા કયા કૃત્યો ગુન્હા કર્યા છતાં, ગુન્હા ગણાતા નથી ?

જ—કાયદા પ્રમાણે ફરજ બજાવતાં શુદ્ધ બુદ્ધિથી કરેલું જડજનું કામ; કોરટના ફેંસલા અગર હુકમ મુજબ શુદ્ધ બુદ્ધિથી કરેલું કામ; જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે એવી ભ્રાન્તીમાં શુદ્ધ બુદ્ધિથી થયલું કૃત્ય; કાયદેસર કામ બજાવતાં દૈવયોગે કાંઇ થયલું કૃત્ય; હાનિ ઇઆ નુકશાન કરવાના ઇરાદા વગર થતી હાનિ અટકાવવા શુદ્ધ બુદ્ધિથી કરેલું કૃત્ય; સાત વરસથી ઓછી અને તેથી ઉપરના પણ બાર વરસની અંદરના બાળકે (એટલે કે જેને કરેલાં કૃત્યનો પરિણામનો વિચાર કરવાની શકિત નહીં હોય) કરેલું કૃત્ય; દીવાના એટલે ગાંડા માણસે કરેલું કૃત્ય; કેફના સબબથી થયલું કૃત્ય (પોતાની મેળે કેફ કરી ગુન્હો કરે તો તેને આ અપવાદ લાગુ નથી); જે ગુન્હાનો ઇરાદો જરૂરનો છે તે ગુન્હો કેફ ચહડી હોય એવો માણસ કરે તો; અઢાર વરસથી વધારે ઉમરના સખસની રજામંદીથી તથા શુદ્ધ બુદ્ધિથી તે સખસના ફાયદાને માટે કરેલું કામ; બાળક અથવા દિવાના સખસના ફાયદાને માટે વાલીએ શુદ્ધ બુદ્ધિથી કરેલુ કામ (દહેશત અથવા ખોટી સમજથી અપાયલી રજામંદી તથા બાળકે અથવા દિવાના સખસે આપેલી રજામંદી કાયદેસર ગણાય નહીં); જે કૃત્ય ગુન્હો ગણાય ને તે કૃત્ય રજામંદીથી કરવામાં આવે તોપણ તેને આ અવવાદ લાગુ નથી (દાખલા તરીકે:—કોઇ સ્ત્રીની અથવા તેના વાલીની રજામંદી લઇને તેનો ગર્ભપાત કર્યો હોય છતાં તે ગુન્હો છે); રજામંદી વગર કોઇ સખસના ફાયદા સારૂ શુધ્ધ બુધ્ધિથી કરેલું કૃત્ય; શુધ્ધ બુધ્ધિએ કાંઇ કહેવું; ખુન તથા રાજ્ય વિરૂધ્ધ ગુન્હાઓ શીવાય ને પ્રસંગે કોઇ સખસે ધમકીથી ઇઆ ડરથી કરેલું કૃત્ય; જીજ હાની; ખાનગી બચાવનો હક સાચવવામાં કરેલું કૃત્ય (જરૂર હોય તે કરતાં હાની કરવા સુધી આવો ખાનગી બચાવનો હક પહોંચતો નથી—જેમકે કોઇ સખસ તમાચો મારી સહેજ હાની કરે તો તેને મારી નાખવા સુધીનો સામા ધણીનો હક પહોંચતો નથી) (કલમ ૭૬-૯૪)

# પ્રકરણ ૩ જું.

## ઢોરના અતીક્રમણ બાબતનો કાયદો.

સ—ઢોરો ડબામાં ઘાલવા બાબત કયો કાયદો અમલમાં છે ?

જ—ઇંડીઆ સરકારનો સન ૧૮૭૧ નો એકટ ૧ લો સન ૧૮૯૧ના એકટ ૧ લાથી સુધાર્યા મુજબ—નો અમલમાં છે.

સ—" ઢોર " એ શબ્દમાં કયાં કયાં જનાવરોનો સમાવેશ થાય છે ?

જ—હાથી, ઉંટ, ભેંસ, પાડા, ઘોડા, ઘોડીઓ, ખાંસી કરેલા ઘોડાઓ, ટટુઓ, વછેરા, વછેરીઓ, ખચ્ચરો, ગધેડાંઓ, મેંઢીઓ, ઘેટાંના બચ્ચાંઓ, બકરીના બચ્ચાંઓ—નો સમાસ થાય છે. વળી ગાય, ગોધો, વાછરડા, વાછરડીઓનો પણ સમાસ થાય છે.

સ—ડબા કરવાનો હુકમ કોણ કરી શકે ?

જ—ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ. વળી જે ગામમાં ડબો ન હોય, તે ગામના લોકોએ, કયા ગામના ડબાનો ઉપયોગ કરવો તે પણ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ ઠરાવે છે.

સ—ડબામાં ગોંધેલા ઢોરોને ચારોપુંજો નીરવાના તથા પાણી પાવાના ખરચના દર કોણ ઠરાવે છે ?

જ—ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ. કલમ ૫.

સ—ચારપુંજો નીરવા તથા પાણી પાવા બદલ હાલ શું દર નક્કી ઠરેલા છે ?

જ—ડબામાં ગોંધેલા ઢોરને ચારોપુંજો નીરવા બદલ તથા પાણી પાવા બદલ નીચેના કોષ્ટકમાં બતાવ્યા મુજબના દર પ્રમાણે રકમ લેવી ઠરેલી છે:—

| જનાવરનું વર્ણન. | ચારાની રકમ. | | | પાણીની રકમ. | | |
|---|---|---|---|---|---|---|
| | રૂ૦ | આ. | પૈ. | રૂ૦ | આ. | પૈ. |
| હાથી. | ૦ | ૮ | ૦ | ૦ | ૨ | ૦ |
| ઉંટ, ભેંસ, પાડો. | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| ઘોડો, ઘોડી, અથવા ખાંસી કરેલો ઘોડો અથવા ટટુ. | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| વછેરી અથવા વછેરો. | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૩ |
| બળદ, ગોધો, (સાહાંડ) ગાય અથવા કલોડી. | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૬ |
| વાછરડો, વાછરડી, પાડુ, પાડી. | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૩ |
| ગધેડું અથવા ડુક્કર. | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૨ |
| ઘેટો, અથવા મેંઢો અથવા મેંઢી અથવા બકરી અથવા બકરો અથવા હરણ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૨ |
| ઘેટાનું, બકરીનું અને હરણનું બચ્ચું. | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |

ટીકા—૧ ઢોર ડબામાં આવેથી ત્રણ કલાકમાં તેનો માલીક દંડ ભરી છોડાવી જાય તો તેની પાસેથી ખોરાકી લેવી નહીં—પણ ત્રણ કલાક પછી અથવા તે ઉપરાંત વધારે વખત રહે તો, દરેકના માલીક પાસેથી, દરરોજ ઉપર મુજબની ફી લેવી.

૨ ગાયના વાછરડા વાછરડી, તેમજ ભેંસની પાડી તથા નાના પાડા જેઓની ઉમર ત્રણ વરસની અંદર હોય, તો તેઓને નાના બચ્ચામાં ગણવા

૩ ઘોડાના વછેરા વછેરાઓ તથા ગધેડાના બચ્ચાં જેઓની ઉમર દોઢ વરસની અંદર હોય, તો તેઓને નાના બચ્ચાંમાં ગણવા.

સ—ડબાવાળાની નીમણુંક કોણ કરે છે ?

જ—ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ સાહેબ, પરંતુ મુંબઇ ઇલાકામાં દરેક પોલીસ પટેલ, પોતાના હોદાની રૂએ, ગામનો ડબાવાળો છે એટલે બીજી નીમણુંક કરવાની જરૂર પડતી નથી—ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ તેમને આ કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરી શકે. કલમ ૬.

જે ગામ કસ્બા અથવા શહેરમાં પોલીસ પટેલ નહીં ત્યાં જે માણસને, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ સાહેબે ખાસ નીમ્યો હશે તે તે ગામ કસ્બા અથવા શહેરના ડબાવાળો થશે. દરેક ડબાવાળો એ સરકારી નોકર છે એમ સમજવું—વળી તેને સરકાર તાબાની, સાથે સાથે, બીજી હરકોઇ નોકરી કરવાનો હક છે. કલમ ૬.

સ—ડબાવાળાની શી શી ફરજો છે ?

જ—૧ દરેક ડબાવાળાએ સ્થાનીક સરકાર વખતે વખતે હુકમ કરે તેવા રજીષ્ટરો રાખવા અને માંગે તેવા પત્રકો મોકલી આપવાં જોઇએ. કલમ ૭. રજીષ્ટર તથા પત્રકના નમુના માટે પ્રકરણુ—૫—નંબર ૧૬ થી ૨૨ જુવો.

૨ ઢોરો ડબામાં ઘાલવા સારૂ લાવે ત્યારે પોતાના રજીષ્ટરમાં હેઠળ લખેલો મજકુર દાખલ કરવો.

अ. જનાવરોની સંખ્યા તથા વર્ણન.

ब. તેઓને સદરહુ પ્રમાણે આણ્યાની તારીખ તથા વખત.

क. પકડી લાવનારનું નામ, તથા રહેવાનું ઠેકાણું.

ड. માલમ હોય તો, ધણીનું નામ તથા રહેવાનું ઠેકાણું. કલમ ૮.

૩ પકડનારને અથવા તેના મુખત્યારને, સદરહુ રજીષ્ટર ઉપરથી નકલ આપવી. કલમ ૮.

૪ ઢોરોને પોતાના સ્વાધીનમાં લેવા, ઘાસપુંજો નીરવો અને પાણી પીવું. કલમ ૯.

૫ ઢોરને ડબામાં ઘાલવાની તારીખથી ૭ દીવસની અંદર તેનો ધણી યા મુખત્યાર હાજર થઇ ઢોર કહાડી જવા માંગે તો, નીચે લખેલા દર મુજબ દંડ તથા ઉપર કહ્યા મુજબ ખરચ આપે તો તે લઇ ઢોર ડબામાંથી કહાડી આપવાં.

| | રૂ. આ. પૈ. |
|---|---|
| હાથી | ૨—૦—૦ |
| ઉંટ અથવા ભેંસ | ૦—૮—૦ |
| ઘોડો, ઘોડી, ખાંસી કરેલો ઘોડો, ટટુ, વછેરો, વછેરી, ખચર, બળદ, ગોધો, સાંઢ, ગાય, કલોડી | ૦—૪—૦ |
| વાછરડો, વાછરડી, ગધેડું, ડુકર, પાડા (નાના બચાં) અને પાડી | ૦—૨—૦ |
| ઘેટો, મેંઢી, મેંઢો, ઘેટાંનું બચું, બકરૂ, બકરીનું બચું | ૦—૧—૦ |

ટીકા—મુંબઇ ઇલાકાના જે જે ગામોમાં, ઢોરો રખડતા છોડી મેલવાની આદતને લીધે, ઢોરો પાકને નુકશાન કરે છે, એમ મુંબઇ સરકારને જણાય તો, ઉપર જે દંડ લેવા લખ્યું છે તેથી બમણી રકમ સુધી દંડ લેવા, તે સરકાર એક જાહેર ખબર સરકારી ગેઝીટમાં પ્રસીધ્ધ કરી ફરમાવી શકે છે.
કલમ ૧૨-૧૩.

૬ ધણી અથવા મુખત્યારની, ઢોર કહાડી આપ્યા બદલની રજીષ્ટરમાં પોહોંચ ઉપર સહી લેવી. કલમ ૧૩

૭ વસુલ કરેલો સઘળો દંડ પોતાના કબજામાં રાખવો, અને તે દંડની રકમ રૂપીઆ દશ અથવા તેથી વધારે થાય ત્યારે ભરણાની યાદી સાથે મામલતદાર તરફ જમા થવા સારૂ મોકલવી. કલમ ૧૨.

ટીકા—૧ ભરણાની યાદીનો નમુનો પ્રકરણ-૫-નંબર ૨૨ જુવો.

૨ જે ગામ, કસબા અથવા શેહેરમાં મ્યુનીસીપાલીટી હોય ત્યાં એ દંડ મ્યુનીસીપાલ ફંડ ખાતે જમા થવા ભરણાના રીપોર્ટ સાથે મોકલવો.

૮ ઠરેલા દંડની યાદી તથા ઘાસ પુંજો નીરવાના તથા પાણી પાવા બદલ ઠરેલા ખરચની યાદી, ડબા ઉપર, તથા દરેક ગામના પ્રસીધ્ધ ભાગ ઉપર ચોહોડી રાખવી. દંડની, ચારપુજા તથા પાણીના દરની છાપેલી યાદી મામલતદારની પાસે માંગ્યાથી મળશે. કલમ ૧૨.

૯ ઢોર ડબામાં ઘાલ્યાની તારીખથી ૭ દીવસની અંદર ઢોર બાબત કોઇ દાવો નહીં કરે તો, તે બદલ મામલતદારને રીપોર્ટ કરવો. મામલતદારના તરફથી સાત દીવસના જાહેરનામાં આવે તે પ્રસીધ્ધ જગાએ ચોહડવા અને અમુક તારીખે ફલાણી જગાએ ડબામાં આવેલા સુનેલ ઢોર હરાજ થવાના છે એવી દાંડી પીટાવી લોકોને ખબર આપવી અને મામલતદારના હુકમ મુજબ અમલ કરવો.

૧૦ ઘાસ ચારાના તથા પાણી પાવા બદલના જે પૈસા વસુલ આવે તે પોતે રાખી જેના તેને આપવા. કલમ ૧૭.

૧૧ આ કાયદા પ્રમાણે ઢોરનું લીલામ થાય તેમાં ડબા-
વાળાએ હસ્તે યા પરહસ્તે કોઇપણ ઢોર ખરીદ કરવું
નહીં. કલમ ૧૯.

૧૨ મેજીસ્ટ્રેટ અથવા દીવાની કોર્ટના હુકમ વગર અથવા
આગળ ફરમાવ્યું છે તે મુજબ દંડ તથા ખરચ લીધા
વગર ડબામાં ઘાલેલું ઢોર છોડી મુકવું નહીં અથવા
કોઇને કહાડી આપવું નહીં. કલમ ૧૯.

**સ**—ડબાવાળો પોતાની ફરજો બજાવવામાં કસુર કરે તો તે શી સજાને પાત્ર થાય છે ?

**જ**—જે કોઇ ડબાવાળો કાયદા વીરૂધ્ધ ચાલીને ઢોર છોડી મુકશે, અથવા ખરીદ કરશે, અથવા બીજાને સ્વાધીન કરશે, અથવા ગોંધેલા ઢોરને જોઇએ તેટલો ચારપુંજો નાંખશે નહીં, અને પાણી પાસે નહીં, અને જે જે ફરજો તેને શીર નાંખી છે તે બજાવશે નહીં તો તે વાતની મેજીસ્ટ્રેટ રૂબરૂ સાબીતી થએથી રૂ૦ ૫૦) પચાસ સુધી દંડને પાત્ર થશે. કલમ ૨૭.

ટીકા—૧ કલમ ૧૩ તથા ૧૪ મુજબ વેચી નાંખવામાં આવે અથવા છોડી મુકવામાં આવે તે પહેલાં મરી જવાનો સંભવ હોય એવા ઢોરોને પણ ૧૪ દીવસની અંદર ખોરાક પુરતો આપવોજ જોઈએ. વેચી નાંખવાની મુદ્દત પહેલાં મરી જાય અથવા વેચતાં દંડ તથા ખોરાકીની રકમ કરતાં કમી ઉત્પન્ન થાય તો ડીસ્ટ્રીકટ મેજીસ્ત્રેટ સાહેબના હુકમથી ખોરાકીની રકમ પોલીસ પટેલને મળી શકે છે.

૨ કોઇ ઢોર ડબામાં ગોંધ્યા પછી વીઆય તો બચ્ચાંનો દંડ નહીં લેતાં તે ઢોરનો દંડ તથા ચારપુંજા પાણીનો ખરચ લઇ છોડવું.

**સ**—ઢોરને ડબામાં કોણ ઘાલી શકે અને કયારે ઘાલી શકે ?

**જ**—૧ હરકોઇ જમીન ખેડનારો, વહીવટ કરનારો.

૨ જે માણસે હરકોઇ જમીનમાં પાક અથવા ઉપજનું વાવે-
તર કરવા સારૂ નાણું ધીર્યું હોય તે માણસ.

૩ સદરહુ પાક અથવા ઉપજ અથવા તેનો હરકોઇ ભાગ
વેચાતો લેનારો અથવા ઘરેણે રાખનારો.

તે જમીન ઉપર ફરીને, તે જમીનનો, તેના પાકનો, કે ઉપજનો બીગાડ કરનારા ઢોર પકડીને અથવા પકડાવીને જે ગામની તે જમીન

હોય તે ગામને સારૂ ઠરેલા ડબામાં તે ઢોરને નકામી વાર લગાડયા વીના લઇ જવાને અથવા લઇ જવાડવાને મુખત્યાર છે. કલમ ૧૦

**સ**—પોલીસની એ બાબતમાં શી ફરજ છે તે કહો ?

**જ**—ઢોરને પકડવામાં કોઇ હરકત કરતું હોય અથવા પકડનારા માણુસો પાસેથી કોઇ છોડાવી નહિ જાય તેટલા સારૂ મદદ માંગે તો પોલીસના સઘળા અમલદારોએ મદદ કરવી જોઇએ. કલમ ૧૦.

**સ**—સાર્વજનીક રસ્તા, રમવાની જગા, વાડીઓ, નહેરો, મોરીના કામો તથા બાંધો એવી જગ્યા બગાડનારા ઢોરો અથવા તે ઉપર રખડતા ઢોરને કોણુ પકડી ડબામાં ઘાલી શકે ?

**જ**—એવી જગ્યાઓ જે માણુસોના સ્વાધીનમાં હોય તે માણુસોને તથા પોલીસના અમલદારોને એવા ઢોરને પકડી ડબામાં ઘાલવાને અધીકાર છે. કલમ ૧૧.

ટીકા—"પોલીસનો અમલદાર" એ શબ્દોમાં ગામના રખવાળનો સમાસ થાય છે.

**સ**—ઢોરને કાયદા વિરૂધ્ધ રીતે કોઇ પકડી ડબામાં ઘાલે તો ઢોરના માલીકે શું કરવું ?

**જ**—ઢોર પકડવાની તારીખથી દસ દીવસની મુદતમાં ફરીયાદ સાંભળવાને અધીકાર હોય એવા તાલુકાના મેજીસ્ટ્રેટને લેખી અથવા તો મુખજુબાની ફરીયાદ કરવી. કલમ ૨૦-૨૧.

**સ**—કોઇ માણુસ ઢોર પકડવાના કામમાં જબરાઇ બતાવી હરકત કરે અથવા પકડયા પછી ડબામાં લઇ જતાં, અથવા ડબામાંથી જબરાઇ કરી છોડાવે તો તે શી સજાને પાત્ર થાય છે ?

**જ**—એવી વાત મેજીસ્ટ્રેટની આગળ સાબીત થએથી તે માણુસ ૭ મહીના સુધીની કેદની અથવા રૂ૦ ૫૦૦) સુધી દંડની સજાને અથવા એ બેહુ સજાને પાત્ર થાય છે. કલમ ૨૪.

**સ**—બીગાડ કરતા ડુકરો બાબત શો કાયદો છે ?

**જ**—એવા ડુકરના ધણી અથવા રાખનાર, બીગાડ કર્યાની વાત મેજીસ્ટ્રેટની આગળ સાબીત થયેથી રૂ૦ ૧૦ સુધી દંડને પાત્ર થાય છે. કલમ ૨૬.

ટીકા—મુંબઇ સરકાર હુકમ કરી, બમણી રકમ સુધીનો દંડ કરવાનો અધીકાર આપી શકે છે. કલમ ૨૬.

સ—ડબાવાળાને શું મહેનતાણું આપવા હાલ ઠરાવ છે ?

જ—દંડની ઉપજમાંથી-એક ચતુરથાંશ એટલે ચોથો હીસ્સો આપવાનો ઠરાવ છે અને તે વરસમાં બેવાર એટલે જાનેવારી તથા જુલાઇ માસમાં આપવામાં આવે છે.

સ—જે પોલીસ પટેલ ડબાવાળો હોય અને તેને લખતાં આવડતું ન હોય તો ડબા સંબંધી હીસાબ કોણે લખવો ?

જ—ગામના તલાટીએ એ હીસાબના કાગળો લખવા જોઇએ અને ડબાવાળાની સહી અથવા નીસાની કરાવવી. એવે પ્રસંગે ડબાવાળો અને તલાટી એકસરખા જવાબદાર છે. ડબાવાળાને મહેનતાણા બદલ આપેલી રકમમાંથી નીમે રકમ તલાટીને મળે છે.



# પ્રકરણ ૪ થું.

## સરકારી ઠરાવો તથા પરચુરણ જાણવાજોગ બાબત.

પોલીસ પટેલ ઘણું કરી મુલ્કી પટેલનું કામ પણ કરે છે માટે રેવીન્યુ કોડ ઉપર થયેલી રૂલની નીચે બતાવેલી કલમો તથા બીજી ઉપયોગી બાબતોનો આ પ્રકરણમાં સમાસ કર્યો છે.

૧—પોતે જે ગામમાં રહેતો હોય તે ગામની હદમાં દરીયામાંથી અથવા નદીનાળામાંથી, અથવા ખાસ કામ સારૂ જુદી ન કહાડી હોય એવી પડતર બીનઆકારી જમીનમાંથી, માટી, પથર, કાંકરા, રેતી, મુરમ પોતાના ઘરકામ સારૂ અથવા ખેતીના ઉપયોગ સારૂ કંઇપણ ફી આપ્યા વગર પોલીસ પટેલની લખેલી પરવાનગી લઇને કહાડી લઇ જવાની દરેક માણસને છુટ છે.

કુંભાર, ઇંટ પાડનારા તથા નળીયાં કરનારાઓને પણ પોતાના વેપાર સારૂ તેમજ ઘરકામ સારૂ ઉપર મુજબની છુટ છે, પણ ભારે વેપાર ચાલતો હોય તો મામલતદારની પરવાનગી લેવી જોઇએ.

પોલીસ પટેલ પરવાનગી નહીં આપે તો મામલતદારને અપીલ કરવી. રેવીન્યુ કોડ રૂલ કલમ ૩૯.

૨—ગામના તળાવમાંથી કંઈપણ ફી આપ્યા વગર પોલીસ પટેલની મુખજુબાની પરવાનગી લઇ કોઇપણ માણસને જોઇએ તેટલી માટી, પથર, કાંકરા, રેતી, મુરમ લઈ જવાની છુટ છે, પરંતુ બાંધેલા તળાવની પાળમાંથી પડેલા પથરો લઇ જવા નહિ, અને પાળથી દશ હાથ છેટેથી ખોદાણ કરવું જોઇએ. રેવીન્યુ કોડ રૂલ કલમ ૪૦.

૩—જે ગામની જમીન મેહેસુલ તે તેજ ગામના અમલદારોને આપવી જોઇએ. રેવન્યુ કોડ રૂલ કલમ ૮૨.

૪—જમીન મહેસુલ વસુલ કરવાનો હફતો કઇ તારીખે શરૂ થવાનો તેની અગાઉથી ખબર, ચેતવણી ખેડુત લોકોને ગામના અમલદારોએ આપવી જોઇએ. નોટીસો કહાડવી નહીં પડે અને સકતાઇના બીજા ઇલાજો લેવા ન પડે એવી રીતે સરકાર માગણું વસુલ કરવામાં ગામના અમલદારોએ પોતાના અંગીત લાગવગનો ઉપયોગ કરવો જોઇએ,

અને એ કામમાં જે અમલદારની ગફલતી જણાઇ આવે તે સખ્ત સજાને પાત્ર થાય છે. કલમ ૮૭.

૫—જે જમીનના ધારણ કરનારાઓ યા ખાતેદારો વખતસર હફતા ભરશે નહીં એમ માનવાનું કારણ હોય તેવા લોકોનાં નામ ગામના અમલદારોએ પોતાના ઉપરી મામલતદાર યા મહાલકરીને રીપોર્ટથી જાહેર કરવા. કલમ ૮૮.

૬—સરકલ ઇન્સ્પેકટરે, પાંચ વર્ષમાં એકવાર ડીસેંબર કે માર્ચ મહીનામાં, પટેલ તળાટી સાથે વગડામાં ફરી, નાદુરસ્ત હદ નીશાનો દુરસ્ત કરાવવાં જોઇએ. ( ઠરાવ નંબર ૧૦૫૨૭ તા૦ ૬–૧૧–૧૯૦૬. )

૭—સરકારી જમીન કોઇ દબાવે નહીં એવી હમેશા નજર રાખવી, અને કોઇ દબાવે તો તુરત મામલતદારને રીપોર્ટ કરવો. સરકારી જમીન ઉપર અથવા તેના સંબંધમાં કોઇપણ સુખાધિકાર ન હોય તે છતાં, તેવો સુખાધિકાર કોઇપણ માણસને કરવા દેવો નહિ. સરકારનું હિત સંભાળવાનું કામ ગામના અમલદારોનું છે. ( ઠરાવ નંબર ૩૮૬૪ તા૦ ૬–૬–૯૧ ) જ્યારે સરકારી જમીન ઉપર સુખાધિકારનો વહિવટ ન છતાં, તે વહિવટ સ્થાનિક અધિકારીઓ એટલે સુધી ચલાવવા દે કે જેથી તે વધતો વધતો પ્રાચીન ભોગવટાના નિયમ પ્રમાણે કાયમનો હક થઇ જાય, અને તે વાતનો અટકાવ કરવા સારૂ અધિકારીઓ તરફથી યોગ્ય તજવીજ કરવામાં ન આવે તો સરકારના હિતને નુકસાન પહોંચે, કેમકે સાઠ વર્ષ સુધી ખાડો પડયા વગર તથા હરકત થયા વગર ભોગવટો કરવાથી એવો કોઈપણ વહિવટ બદલાઇને સરકાર વિરૂદ્ધ હકરૂપ થઇ જાય. માટે સરકારનું હિત સંભાળવાના હેતુથી સરકારના ઠરાવ નંબર ૩૮૬૪ તા૦ ૬ જુન સન ૧૮૯૧માં ફરમાવ્યું છે કે સરકારી જમીન ઉપર અથવા તેના સંબંધમાં કોઈપણ સુખાધિકારનો ગેરવાજબી દાવો કરવામા આવે તો તે પાકો થતો અટકાવવા સારૂ, સઘળા મુલકી અમલદારોએ સખત દેખરેખ રાખવી.

૮—સરકારી ઝાડોના ફળ કોઇ લઇ જાય નહીં તેમજ ઝાડો કાપી જાય નહિ એવી તપાસ રાખવી જોઇએ અને કોઇ માણસ ફળો લઇ જાય અથવા ઝાડો કાપી જાય તો તુરત રીપોર્ટ કરવો.

૯—સરકારી મકાનો, કુવા, તળાવ, હદનીસાન વીગેરેને કોઇ નુંકસાન કરે તો તેને બની શકેતો અટકાવી રીપોર્ટ કરવો.

૧૦—અફીણ, આબકારી, મીઠ, કસ્ટમ તથા જંગલ ખાતાના અમલદારોને પુરતી મદદ આપવી એ તેમની ફરજ છે. મીઠા બાબતના

કાયદાની કલમ ૧૫ મુજબ ગેરકાયદે મીઠ બાબતની ખબર થતાં ત્રણ દીવસની અંદર તાલુકાના મેજીસ્ટ્રેટ અગર ફોજદારને ખબર કરવી. એમ કરવા જાણી જોઇને ચુકશે તો રૂ૦ ૫૦૦ સુધી દંડને પાત્ર થશે.

**૧૧**—મુસાફર લોકો, પછી તે ગોરા હો કે દેશી હો, ગામમાં મુકામ કરે તો તેમને વાજબી કીંમત લઇ સીધું સામાન અપાવવું જોઇએ. તેમની સાથે સભ્યતાથી વર્તવું અને બને તેટલી મદદ કરવી.

**૧૨**—વ્હાણ ભાંગવાથી, દરીયા કાંઠે નીકલી આવેલા જીવતા માંણસોને ખોરાક કપડાં વીગેરેની પુરતી મદદ માટે પોલીસ પટેલે રૂ૦ ૧૦) સુધીનો ખર્ચ કરવો અને એ ખર્ચ સંબંધીનું બીલ તાલુકાના મેજીસ્ટ્રેટ તરફ મોકલવું. ( ઠરાવ નંબર ૩૧૨૯. તા૦ ૫મી સપટેમ્બર સને ૧૮૮૪ ) આવા કામમાં એ ગામના પટેલોએ કસુર કરેલી તેમને બરતરફ કરવામાં આવેલા છે.

**૧૩**—ગામના નોકરોએ પોતાના ખાનગી કામ સારૂ કંઇપણ ઊધરાણું કરવું નહીં. ( ઠરાવ નંબર ૧૧૯૯. તા૦ ૯મી ફેબ્રુઆરી સને ૧૮૮૬ )

**૧૪**—પોતાના ગામમાંથી દસ રૂપીઆ કરતાં વધારેનો માલ જડે ત્યારે જડેલા માલનો પ્રકાર તેની આસરે કીંમત, કોને જડયો તથા કઇ જગ્યાએથી મલ્યો વીગેરે હકીકત ખુલાસાવાર લખી જડેલો માલ રીપોર્ટ સાથે તાલુકાના મેજીસ્ટ્રેટને મોકલી આપવો. ( ઠરાવ નંબર ૧૩૨૬. તા૦ ૨૫મી એપ્રીલ સને ૧૮૮૧ )

**૧૫**—પોતાના ગામમાંથી તારયંત્રની લાઇન નીકળી હોય અને તેને કોઇ જગ્યાએ નુકસાન થયું હોય તો તે નુકસાન કયાં આગળ કેવા પ્રકારનું થયું છે તે બાબત નજદીકની તાર ઓફીસમાં ખબર આપવી. ( ઠરાવ નંબર ૪૪૨૧ તા૦ ૨૦મી જુન સને ૧૮૮૪ )

**૧૬**—પોતાને ગામે કાબુલી લોકોનું અથવા જોગટાં, માંગણ ભીખારીઓનું ટોળું આવ્યું હોય તો તે બાબત નજદીકના પોલીસ થાણામાં તાબડતોબ ખબર આપવી. ( ઠરાવ નંબર ૪૯૫. તા૦ ૨૧મી જાનેવારી સને ૧૮૮૩ )

**૧૭**—ગામ પોલીસને પોતાની ફરજ બજાવવાના કારણો સારૂં તલવાર રાખવાની છુટી છે (ઠરાવ નંબર ૪૫૬૮ તા૦ ૮મી આગષ્ટ સને ૧૮૮૭)

**૧૮**—ગામમાં થોડાં યા ઘણાં તીડો આવ્યા હોય તો તે સંબંધી પોલીસ પટેલે મામલતદારને તાબડતોબ ખબર આપવી. (ઠરાવ નંબર ૨૧૫૨ તા૦ ૧૬ મી માર્ચ સને ૧૮૮૩).

૧૯—પુરાવાના કાયદાની કલમ ૨૫—૨૬ મુજબ પોલીસ પટેલ એ એક પોલીસ અમલદાર છે માટે તોહમતદારે પોલીસ પટેલ આગળ કરેલી કબુલત પુરાવામાં લઇ શકાય નહિ. (કેસરહિન્દ વિ. ભીમા બીન હણુમાપા) ક્રી. રૂ. નંબર ૩૦ સને ૧૮૯૨.

૨૦—સરકારી કામ સારૂં ગાડાં વેઠે પકડવા બાબત સરકારે નીચેની મતલબની રૂલો કરેલી છે તે મુજબ અમલ કરવો, પણ તેમ કરતાં ગુન્હો બને નહિ એ વાત ધ્યાનમાં રાખવી:—

૧ ગાડાં, ભાડાનો દર, દર માઇલે કેટલો તે તથા ઓછામાં ઓછું ભાડું કેટલું આપવું, અને કોઇ ગાડું આખો દીવસ રાખી મુકયું હોય તેને ઓછામાંઓછું શું ભાડું આપવું તે કમીશનર સાહેબે નક્કી કરવું.

૨ ભાડાનું ગાડું ૨૦ માઇલ ઉપરાંત લઇ જવું નહિ.

૩ પટેલે ગામના સઘળા ગાડાં ગાડીઓની એક નામવાર યાદી રાખવી; દરેક ગામમાં કેટલાં ગાડાં છે તેની સંખ્યાની યાદી મામલતદારે રાખવી.

૪ ગાડાં જોઇતાં હોય ત્યારે સરકારી નોકરોએ પોલીસપટેલ પાસે માંગણી કરવી. ઘણા ગાડાં જોઇતા હોય ( એટલે લસ્કરમાં જવાનું હોય તેવે પ્રસંગે ) તો મામલતદારને લખી માંગણી કરવી. એ માંગણીઓ ગામવાર માણસવાર વારા પ્રમાણે પુરી કરવી જોઇએ.

૫ ગામના રહીશનુંજ ગાડું પકડવું જોઇએ. એટલે ગામમાં બીજા ગામડાના ગાડાં આવ્યા હોય તો તે પકડવાં નહીં, પણ જો માલીકો ભાડું કરવા ખુશી હોય તો તેને લેવાં.

૬ સાર્વજનીક રસ્તા ઉપર કામે લાગેલાં, ભરેલાં ગાડાં, મુસાફરી કરતાં સરકારી નોકરો માટે પકડવાં નહીં.

૭ મુસાફરી ગમે તેટલી ટુંકી હોય તોપણ ગાડી ભાડાનો ઓછામાં ઓછો દર એક રૂપીઓ છે.

૮ ગાડાં રોકી રાખ્યા હોય તો તે બદલ નીચે પ્રમાણે રકમ આપવી:—

અ અડધા દીવસ કરતાં વધારે વખત સુધી ગાડું નકામું રોકી રાખ્યું હોયતો રૂા. ૧.

બ અડધો દિવસ અથવા તેથી ઓછા વખત સુધી ગાડું નકામું રાખ્યું હોય અને પછી રજા આપી હોય તો રૂા૦ ૦—૮—૦ (સરકારનો ઠરાવ નંબર ૫૫૨૧ તા૦ ૨૩—૯—૧૮૮૧; નંબર ૬૫૨૪ તા. ૨—૧૧—૮૧)

ગુજરાતમાં ભાડાનો દર. દર માઇલે બે આના પ્રમાણે કમીશનર સાહેબે નક્કી કરેલો છે.

# પ્રકરણ ૫ મું.

## પોલીસ પટેલે રાખવાના પત્રકો, હીસાબ તથા પચાતનામાના નમુના.

**નમુનો નંબર.**

૧ જન્મ મરણનું પત્રક ૨ સીતળા કાઢવાનું પત્રક
૩ કાકાબળીઆની નોંધ ૪ કોગળીઆની નોંધ
૫ કાકાબળીઆ અથવા કોગળીઆ વિષે રોજનો રીપોર્ટ.

ટીકા—આ નમુનાઓ ગામ સંબધી મુલકી હીસાબના નમુના ઉપરથી લીધેલા છે.

**પંચાત નામાના નમુનાઓ.**

૬ કમોત—માર મારવાથી મોત થયું હોય તો
૭ ,, આપઘાત—નદીમાં પડી મોત થયું હોય તો
૮ ,, ઝેર ખાવાથી અથવા ખવડાવવાથી મોત થયું હોય તો
૯ અકસ્માત—વીજળી પડવાથી મોત થયું હોય તો
૧૦ મુડદું જડી આવ્યું હોય તો
૧૧ ફાંસો ઘાલવાથી મોત નીપજ્યું હોય તો
૧૨ સાહેદ ઉપર સમન
૧૩ તોહમતદારપર સમન
૧૪ કાયદા વિરૂદ્ધ મોત થયું હોય ત્યારે મહેરબાન ડાકટર સાહેબ તરફ લાસ સાથે મોકલવાના રીપોર્ટનો નમુનો
૧૫ પોલીસ પટેલે ઇનસાફ કરેલા મુકરદમાના રજીષ્ટરનો નમુનો.

**ડબાવાળાએ રાખવાના પત્રકો.**

૧૬ ઢોર ડબામાં આવેલાનું રજીસ્ટર
૧૭ ઢોર પકડનારને આપવાની પહોંચ
૧૮ દંડ તથા ખરચ વસુલ લીધા બદલ આપવાની પહોંચ
૧૯ સાત દીવસની અંદર ગોંધેલા ઢોર બાબત કોઇ દાવો ન કરે ત્યારે ડબાવાળાએ મામલતદાર તરફ કરવાના રીપોર્ટનો નમુનો
૨૦ ડબાનો રોજમેળ
૨૧ તસલ્લમાત રજીષ્ટરનો કમુનો
૨૨ રીમીટન્સ રીપોર્ટ એટલે વસુલ આવેલો દંડ તાલુકે મોકલે ત્યારે મોકલવાનો રીપોર્ટ

ટીકા—આ નમુનાઓ ડબા સંબંધી રૂલ ઉપરથી લીધેલા છે

## નંબર ૧.

જન્મ મરણની નોંધ મોજે        તાલુકે        જીલ્લે        સને

માહે        સને        વસ્તી પત્રક પ્રમાણે વસ્તી        પુરૂષ        સ્ત્રી        કુલ

| નંબર. | તારીખ | જન્મ. | | | | | મરણ. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | છોકરા. | છોકરી. | જન્મેલાનું નામ તેના બાપ તથા દાદાના નામ સાથે | નાત. | ધંધો. | નંબર. | તારીખ. | મરનારનું નામ તથા તેના બાપનું નામ. | નાત. | ઉમર. | પુરૂષ. | સ્ત્રી. | મોતનું કારણ ને શેરો. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| | | | | | | | | | | | | | | |
| | | | | જાનેવારીમાં એકંદર જન્મ. | | | | | જાનેવારીમાં એકંદર મરણ. | | | | | |

**ટીકા—૧.** આ પત્રક પોલીસ પટેલે વખતસર ભરવું અને જો પોલીસ પટેલ લખી શકતો નહીં હોય તો તલાટીની પાસે અથવા બીજા કોઇ યોગ્ય માણુસ પાસે ભરાવવું. એ પત્રક પોલીસ પટેલે પોતાના સ્વાધીનમાં રાખવું.

૨. આ પત્રક અંગ્રેજી વરસ એટલે તા૦ ૧લી જાનેવારીથી તે તા૦ ૩૧મી ડીસેમ્બરે પુરાં થતાં વરસ માટે રાખવું. દરેક મહીનાની આખરે સરવાળા કરવા. મહીનો પુરો થયો બીજા મહીનાની પહેલી તારીખે આ પત્રકની નકલ પોલીસ પટેલે મામલતદાર તરફ અચુક મોકલવી. તા૦ ૩૦મી જુને પુરાં થતાં છ માસના સરવાળા કરવા. આખા વરસનો એકંદર સરવાળો તા૦ ૩૧મી ડીસેંબરે નોંધી આ પત્રક બંધ કરી નવા વરસને માટે બીજું પત્રક કરવું.

૩. જુન મહીનામાં ગણુત્રી કરેલી વસ્તીનો આંકડો તલાટી પાસેથી લઇ, આ પત્રકને મથાળે જુલાઇની શરૂઆતમાં પોલીસ પટેલે લખવો. તા૦ ૧લી જુલાઇએ જે મહીનાવારી પત્રક મામલતદાર તરફ મોકલવામાં આવે તેમાં પણ બતાવવો ને એ પત્રક સાથે પાછલા વરસના તા૦ ૧લી જુલાઇ પછીના જન્મ તથા મરણના એકંદર આંકડાં મોકલવા.

૪. જન્મ મરણની નોંપ જેમ બને તેમ તુરતા તુરત ભરવી. જન્મ મરણની ખબર બીજા તરફથી મળતા સુધી રાહ જોવી નહીં. ગામ અધી-કારીઓએ જાતે હમેશ પુછપરછ કર્યા કરવી કે પત્રક ખરી રીતે ભરવાને સેહેલ પડે.

૫. જો છોકરૂં મુવેલું જન્મ્યું હોય તો તેની કોષ્ટક ૫ માં નોધ કરી "મુવેલું જન્મ્યુ" એવા શબ્દો કોષ્ટક ૭માં લખવા અને મરણના કોષ્ટકમાં આ વીષે કંઇ નોંધ કરવી નહીં.

૬. મરનારની ઉમર જેમ બને તેમ ખરી કોષ્ટક ૧૨મા ભરવી ને મોતનું કારણ કોષ્ટક ૧૫ માં બતાવવું. નીચે લખેલી સુચના ઉપર પુરતું ધ્યાન આપવું.

૧ જો મોત કાકાબળીયાંથી થયું હોય તો મરનારને (૧) તેની ઉંમર ૧ વરસની અંદર હતી ત્યારે શીતળા કાઢવામાં આવ્યા હતા કે કેમ? (૨) એક વરસથી મોટી ઉમરે શીતળા કાઢવામાં આવ્યા હતા કે કેમ? (૩) કોઈ દહાડો શીતળા નહોતા કઢાવ્યા કે કેમ અથવા (૪) શીતળા કાઢયાની નીશાની બરાબર જણાતી નથી કે કેમ? આ સઘળું બરાબર બતાવવું.

૨ જો કમોત થયું હોય તો તે (૧) કુવા, તળાવ યા એવી બીજી જગોમાં ડુબવાથી (૨) ઝેરથી, (૩) ફાંસી ખાધાથી, (૪) ઘા પડયાથી, (૫) સાપ ડંખ્યાથી, (૬) જંગલી જાનવરે મારી નાંખવાથી અથવા (૭) એવી બીજી કોઇ રીતે થયું છે કે કેમ તે બતાવવું; તેમજ મોત (૧) અકસમાતથી, (૨) આપઘાતથી, (૩) મારી નાંખવાથી અથવા, (૪) એવી બીજી કોઇ રીતે થયું કે કેમ તે બતાવવું, પંચે મોતના સંબંધમાં જે ઠરાવ કર્યો હોય તેને આધારે આ હકીકત લખવી. મોતનું કારણ નહીં જણાય તો તેમ લખવું.

# નંબર ૨

**શીતલા કાઢયાનું પત્રક     મોજે     તાલુકે     જીલ્લે     શને ૧૯**

| નંબર. | નામ. | બાપનું નામ અટક તથા રહેવાનું ઠેકાણું. | જાત. | પુરૂષ. | સ્ત્રી. | ઉમર. | | | શીતલા કાઢયાની તારીખ. | અગાઉ શીતલા કઢાવેલા. | અગાઉ શીતલા નહિ કઢાવેલા. | શીતલા કાઢનારની સહી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | ૧ વરસની અંદર | ૧ વરસની ઉપર ને ૫ વરસની અંદર | ૫ વરસની ઉપર | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | |
| | | | | | | | | | | | | |

**ટીકા**--આ પત્રક તા૦ ૧ લી જાનેવારી શરૂ થતાં વરસને માટે રાખવું, ને તા૦ ૩૧મી ડીસેમ્બરે બંધ કરવું. શીતલા કાઢવાનું કામ ચાલતું હોય તે વખતે પોલીસ પટેલે આ પત્રક ભરવું, પણ જો પોલીસ પટેલને લખતા આવડતું નહીં હોય તો શીતલા કાઢનારે પત્રક ભરવું, ગમે તે પત્રક ભરે, પણ શીતલા કાઢનારે છેલ્લા કોષ્ટકમાં પોતાની સહી કરવી.

# નંબર ૩

કાકાબળીઆની નોંધ, મોજે તાલુકે જીલ્લે

| અનુક્રમ નંબર. | મરજ શરૂ થયાની તારીખ | જેને કાકાબળીઆ આવ્યા હોય તેનું નામ તથા તેના બાપનું નામ ને રહેવાનું ઠેકાણું. | પુરૂષ | સ્ત્રી | ઉમર | | | જાત | ધંધો. | અગાઉ શીતળા કહાડેલા | અગાઉ શીતળા નહીં કહાડેલા. | પરીણામ. | | | મરણની તારીખ | શેરા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | દીવસ. | મહીના. | વરસ. | | | | | સારા થયા. | મરી ગયા. | ખબર પડી નથી | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| | | | | | | | | | | | | | | | | |

ટીકા—૧. આ પત્રક પણ તા૦ ૩૧ ડીસેમ્બરે પુરા થતાં વરસને માટે રાખવું. ગામમાં જે માણસને કાકાબળીઆ નીકળ્યા હોય તેમજ આ રોગવાળા જે માણસ બહાર ગામથી આવ્યા હોય તે સઘળાની નોંધ કરવી. બીમારીનું પરીણામ જણાર્તા પેહેલાં જે ગામમાંથી જતા રહે તેની નોંધ કોષ્ટક ૧૫ માં કરવી.

૨. કોષ્ટક ૬ માં એક મહીનાની અંદરના છોકરાંની અને કોષ્ટક ૭ માં એક વરસની અંદરનાની નોંધ કરવી. છોકરાંની અથવા બીનરોજગારી માણસની બાબતમાં કોષ્ટક ૧૦ કોરૂં રાખવું.

# નંબર ૪

કોગળીઆની નોંધ, મોજે તાલુકે જીલ્લે

| અનુક્રમ નંબર. | મરજ શરૂ થયાની તારીખ. | જેને કોગળીયું થયું હોય તેનું તથા તેના બાપનું નામ તથા રહેવાનું ઠેકાણું. | પુરૂષ. | સ્ત્રી. | ઉમર. | | | જાત. | ધંધો. | પરીણામ. | | | મરણની તારીખ. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | દીવસ. | મહીના | વરસ | | | સારા થયાં. | મરી ગયાં | ખબર પડતી નથી. | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| | | | | | | | | | | | | | | |

**ટીકા**—૧. આ પત્રક પણ તા૦ ૩૧ ડીસેમ્બરે પુરા થતાં વરસનું રાખવું. ગામમાં જે માણસને કોગળીયું થયું હોય તેની, તેમજ આ રોગવાળા જે માણસ બહારગામથી આવ્યા હોય તે સઘળાની નોંધ કરવી. બીમારીનું પરીણામ જણાતાં પહેલાં જે માણસ ગામમાંથી જતાં રહે તેની નોંધ કોષ્ટક ૧૩ માં કરવી.

૨. કોષ્ટક ૬ માં એક મહીનાની અંદરના છોકરાંની, અને કોષ્ટક ૭ માં એક વરસની અંદરનાની નોંધ કરવી. છોકરાંની અથવા બીનરોજગારી માણસની બાબતમાં કોષ્ટક ૧૦ કોરૂં રાખવું.

## નંબર ૫

### કાકાબળીઆ અથવા કોગળીઆ વિષે રોજનો રીપોર્ટ.

| જીલ્લો | તાલુકો | ગામ | રીપોર્ટની તારીખ | ચાલુમરજ શરૂથયાની તારીખ | નવા | | મરજ ચાલુ થયો તે તારીખથી રીપોર્ટની તારીખ સુધીનું કુલ | | તા૰ ૧ જાનેવારીથી કુલ. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | મરજ લાગેલાની તારીખ | મોતની સંખ્યા. | મરજ લાગેલાની સંખ્યા | મોતની સંખ્યા | મરજ લાગેલા ની સંખ્યા | મોતની સંખ્યા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | |

**ટીકા**—૧. ગામમાં કાકાબળીઆ અથવા કોગળીઉં શરૂ થાય ત્યારે આ નમુના પ્રમાણે દરરોજ મામલતદાર તરફ રીપોર્ટ કરવો. રીપોર્ટ કરતી વખતે કાકાબળીઆનો રીપોર્ટ હોય તો, પત્રકને મથાળેથી " અથવા કોગળીઆ " એ શબ્દો છેકવા અને જો કોગળીઆનો રીપોર્ટ હોય તો " કાકાબળીઆ અથવા " એ શબ્દો છેકવા.

૨. મરજ શરૂ થયાની તારીખ કોષ્ટક ૫ માં લખવી, અને જ્યાંસુધી રોજનો રીપોર્ટ કરવામાં આવે ત્યાં સુધી તે તારીખ લખ્યા કરવી; કોષ્ટક ૮ તથા ૯માં તે તારીખ પછીના એકંદર મોત થયાં હોય તે બતાવવા. એકજ વરસમાં બે અથવા વધારેવાર મરજ ચાલ્યો હોય તો તા૰ ૧ જાનેવારી પછીનો એકંદર આંકડો કોષ્ટક ૧૦ તથા ૧૧ માં બતાવવો પણ કોષ્ટક ૮ તથા ૯ માં તો ફક્ત છેલ્લા મરજને લગતા આંકડા લખવા.

# પંચાતનામા.

## મરણુના કારણોની ચોક્કસી કેવી રીતે કરવી તે સંબંધી સુચના.

**ઝેર દેવાથી મોત થયું હોય તો:**—(૧) તેના ઘરમાંનું અથવા તે શબ નજીક કંઇ ખોરાક (ખાસ કરી લોટ તથા મીઠાઇ) દારૂ, તમાકુ વગેરે કોઇ ચીજ કરીઆણું યા વસાણું લઇ પોતાને કબજે કરી તેપર બનતાં સુધી સીલ મારવી. (૨) જો તે ધણીને તેની પથારીપર તથા તેના શરીરપર ઉલટી થઇ હોય તો તે એક સાફ કકડામાં લઇ લેવડાવવી. (૩), કપડામાં જાજમમાં, લાકડામાં કે લીપેલી ભોંયમાં જે જગ્યાએ ઉલટી જે ચીજપર ચુસાઇ ગઇ હોય તેવી વસ્તુ કબજે કરી લેવી. (૪) જે વાસણમાં ઉલટી રાખવામાં આવી હોય તેને બરાબર પેક કરી સીલ કરી રાખવી. (૫) એ માણસે કયારે એટલે કે કેટલે વાગે અને કયાં આગળ ખોરાક લીધો, ખાવામાં સાથે કોણ કોણ હતા, કોણે રાંધેલું અને પીરસેલું, ખાનાર તથા ખવડાવનાર સાથે તેનો સંબંધ કેવો હતો, પાણી યા દવા કયે વખતે પીધી, ઝેર કયારથી ચઢવા માંડયું અને મોત કયારે થયું તેની બરાબર ખાત્રી કરવી.

**ફાંસો ઘાલવાથી મોત થયું હોય તો:**—શબને ફાંસાથી છુટું કરતાં એટલે કે જુદું કરતા પહેલાં, ચહેરાનો એટલે કે મુખમુદ્રાનો રંગ કેવો છે (તેમાં ખાસ કરીને હોઠ અને આંખના પોપચાંનો) આંખો બહાર નીકળી આવેલી છે કે કેમ, જીભ બહાર નીકળી આવેલી કે દાંતની વચ્ચે ચગદાઇ ગયલી છે તથા નસકોરામાંથી અને મોંઢાં વાટે નીકળતા પ્રવાહી પદાર્થનું તથા તેનું વહેતું કઇ બાજુનું હતું તે હકીકત સવીસ્તર બનતા સુધી નોંધી લેવી. (૨) ફાંસો કાઢતી વખતે ખાસ કરીને ગળાની હાલત એટલે જે ભાગપર ફાંસો દીધેલો તેની ફરતો ભાગ સોજેલો છે કે કેમ તે લખવું. (૩) ફાંસાના કાપાનો આકાર ગોળ છે કે ત્રાંસો તે પણ જોઇ લેવું (૪) અંગુઠો હથેલી માંહી વાળેલો છે કે કેમ. (૫) ફાંસો ઘાલ્યાનું

જે કંઇ સાધન તે જગ્યાએથી મળી આવે તે કબજે લેવું તથા ફાંસો કેટલે ઉંચો અને શાનો બનાવેલો છે તેની નોંધ લેવી.

**કુવામાં યા તળાવમાં પડી મોત થયું હોય તોઃ**--(૧) કુવાપર યા તળાવપર અથવા તો તેની આસપાસની જગ્યાએ રૂધીર એટલે લોહી પડેલું છે કે નહિ તેની તજવીજ કરવી. (૨) તે શબને પુરતી સંભાળથી બહાર કાઢયા પછી કંઇ મારના નીશાન (તેમાં ખસુસ કરીને માથાના તથા ગળાના ભાગપર) છે કે નહિ. (૩) ચામડી સુંવાળી છે કે ખડબચડી તે તપાસવું. (૪) હાથ બરાબર જોવા તથા હાથમાં જે કંઈ પકડેલું હોય તે સાવચેતીથી ધીમે રહીને લેવું.

**ખુલ્લી જગ્યામાં ખુન થયું હોય તોઃ**--(૧) માર, જખમ તથા ઘા વીગેરે કેવા પ્રકારના એટલે લંબાઇ, ઉંડાઈ, પહેળાઇ તથા તેની સંખ્યા નોંધી લેવી. (૨) જો કંઇ હથીયાર શબની નજીકમાં પડેલું મળી આવે અને તેની પર લોહીના નીશાન હોય તો તેને કાગળથી લપેટી લેવું અને બીજું જે કંઇ હથીઆર સાથે ચોંટી રહેલું યા વળગી રહેલું હોય તે જેમનું તેમ રહેવા દઇ સંભાળી રાખવું, (૩) બાળકના સંબંધમાં જુલમ ગુજારયાનું કંઇ નીશાન હોય તો તે અને જે કંઇ બીજી ફાંસો દેવાની યા બાંધવાની ચીજ પડેલી હોય તેની હાલત લખી લેવી.

**જયારે ખુન થયાનું અનુમાન થતુ હોય અને શબને બાળી મુકયુ હોય અથવા દાટી દીધું હોય તોઃ**—(૧) જુલમ ગુજારયાનું કંઇ નીશાન હોય તો તે તથા ખાસકરી ખોપરી કાઢી તપાસવી. (૨) પુરૂષ છે કે સ્ત્રી તેની ખાત્રી કરવી. તેનાં જડબાં તથા મુત્રેન્દ્રિય તથા પ્રજનેન્દ્રિયના હાડકાં કઢાવી લેવાં, (૩) જો ઝેર દીધું હોય તો જે જગ્યાએ પેટ મુકવામાં આવ્યું હોય તો તેની નીચેની મટોડી લઇ સંઘરી રાખવી. (૪) જો શબને બાળી મુકવામાં આવ્યું હોય તો તેના રહેલા સઘળાં હાડકાં રાખી મુકવા.

**બળાત્કાર સંભોગથી અથવા સૃષ્ટિનિયમ વિરૂદ્ધ વર્તવાથી મૃત્યુ થયુ હોય ત્યારેઃ**--જે વખત બળાત્કાર ગુજારવામાં આવ્યો હોય તે વખતના શરીરના નીચલા ભાગમાં પહેરેલાં કપડાં જાળવી રાખવાં.

# નંબર ૬

## કમોત-માર મારવાથી.

---

મોજે સીંગણપોર તાલુકે ચોર્યાસી જીલ્લે સુરતની હદમાં મજકુર ગામની રેહેનાર બાઇ ફાતમા કમોતે મરણ પામેલી તેની ચોકસી માટે આજ રોજે દીવસના કલાક ૧૦ને સુમારે પંચ બેઠી તેનું પંચાતનામું.

**સરપંચ.**

મણીભાઇ નરોતમભાઈ મજકુર ગામનો પોલીસ પટેલ.

**પંચ.**

વહોરા ઉકા દાદા રહેવાશી મજકુર ગામનો.

જેચંદ મુળચંદ રહેવાશી મજકુર ગામનો.

**સાહેદોની જુબાની.**

મોજે સીંગણપોરના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતિજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારૂં નામ કાદર, મારા બાપનું નામ રહીમ ઉમર આશરે વરસ ૩૦ ધંધો ખેતીનો જાતના મુસલમાન શેખ-રહેવાશી સીંગણપોર.

મરનાર બાઇ ફાતમાને હું ઓળખું છું આ લાસ તે ફાતમાની છે. તે હમારા મોહોલ્લામાં તેના ધણી મહમદ મુસે સાથે રહેતી હતી એ બાઈની ચાલચલકત બાબત મહમદને શક હતો. આજે સહવારે કલાક ૮ને સુમારે મહમદ તાડીના પીઠાં તરફ ગયેલો હતો, કલાક ૧ પછી તે પાછો આવ્યો ત્યારે ફાતમા મોહલ્લામાં ઉભી ઉભી રસુલ ઉસબ સાથે વાતો કરતી હતી, મહમદે પોતાના ઘરમાંથી કુહાડી લઈ બહાર નીકળી એકદમ ફાતમાના માથાં ઉપર જખમ કીધો. તે જખમની સાથે તે જમીન ઉપર પડી ને મરણ પામી. એ બાઇની ઉમર આશરે વરસ ૨૫ની હતી, આ બનાવ મેં મારી નજરે જોયો છે કુહાડી મહમદે ઘરમાં લઇ જઇ છુપાવી છે,

સહી

રૂબરૂ

પોલીસ પટેલ.

મોજે સીંગણપોરના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતીજ્ઞા લઇ લખાવું છું કે મારૂં નામ ડાહ્યાભાઇ મારા બાપનું નામ વેણી ઉમર આશરે વરસ ૪૫ની ધંધો શાહુકારીનો જાતના પોરવાડ વાણીઆ રેહેવાશી મોજે સીંગણપોર.

મરનાર બાઇ ફાતમાને હું ઓળખું છું. આ લાસ તેની છે. આજ રોજ સવારના ૯ વાગતાને સુમારે મુસલમાન ફળીઆમાં ઉઘરાણી સારૂ ગયો હતો. હું પીરભાઇના ઓટલા ઉપર બેઠો બેઠો પીરભાઇને તેના ઘરમાંથી બહાર બોલાવતો હતો; એટલામાં મહમદ મુસે પોતાના ઘરમાંથી એક કુહાડી લઇ બહાર નીકળી તેની વહુ ફાતમાના માથા ઉપર મારી. તે જખમની સાથે તે હેઠળ પડી ને તુરતજ પ્રાણ ગયો. શા કારણથી કુહાડી મારી તે હું જાણતો નથી.

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

## પંચનો અભિપ્રાય.

ફાતમા નામની બાયડીની લાસ હમે ઉથલપાથલ કરીને જોઇ. તેના માથામાં એક ભારે જખમ (લંબાઇ, પહોળાઇ ત્થા સ્થળ લખવાં જોઇએ) થયો છે. શરીર ઉપર બીજે કોઇપણ ઠેકાણે કંઇ મારના નીસાન નથી. એ બાયડીનું મોત માથામાં કંઇ હથીઆર મારવાથી થએલું છે. (લાસ ઉપર કીમતી કપડાં, દાગીના હોય તો તે લખવું.)

પંચોની સહી

રૂબરૂ

પોલીસ પટેલ

## ઠરાવ.

ઉપરના સાહેદોની જુબાનીથી તથા પંચના અભિપ્રાયથી તેમજ મારી નજરે જોવાથી ખાત્રી થાય છે કે બાઇ ફાતમા તે મહમદ મુસેની ઓરતનું મોત તેણીના માથામાં ભારે માર મારવાથી થએલું છે. લાસને કપડાં સહીત તાબડતોબ મેહેરબાન સુરત શેહેરના સીવીલ સરજન સાહેબ તરફ મોકલી આપવી.

તા૦ માહે સને

સહી

પોલીસ પટેલ

રવાના મેહેરબાન ચોર્યાશી તાલુકાના સબ ઇન્સ્પેકટર સાહેબ તરફ

તા૦ માહે સને

# નંબર-૭

## કમોત—આપઘાત. (૨)

---

મોજે                    તાલુકે                    જીલ્લે                    ની
હદમાં મજકુર ગામની રહેનાર બાઇ અ, તે બ ક ની દીકરીની લાસ
ઉપર ચોકસી માટે આજ રોજ દીવસના કલાક ૫ વાગે પંચ બેઠા
તેનું પંચાતનામું:—

### સરપંચ.

મ વ મજકુર ગામના પોલીસ પટેલ.

### પંચ.

મયારામ મોરારજી રહેવાશી મજકુર ગામના
પાનાચંદ કેસવજી રહેવાશી મજકુર ગામના

### સાહેદોની જુબાની.

મોજે                    ના પોલીસ પટેલની રૂબરૂ સાચુ બોલવાની
પ્રતીજ્ઞા લઇ લખાવું છું કે:—

મારૂં નામ મકનજી, મારા બાપનું નામ રણછોડજી મારી ઉમર
આશરે વરસ ૪૨, મારો ધર્મ હિંદુ, જાતના બ્રાહ્મણ, મારો
ધંધો                    રહેવાશી કતારગામનો.

આ લાસને નજરે જોઇ કહું છું કે તે બાઇ અ ની છે. અ તેને
સાસરે રહેતી હતી. તેનું ઘર મારી પડોસમાં છે. તેનો સસરો નામે ઇ
ઇ એ બાઇના ઉપર બહુ સખતાઇ વાપરતો હતો, કંઇ કામમાં ભુલ
થઈ તો અ ને મારતો, આ બાઇ તેના સાસરીઆંથી કંટાળી ગઇ હતી
તેથી તેણે નદીમાં પડી જીવ ખોયો છે, એ બાઇની ઉમર આસરે વરસ
૧૭ ની છે. તા૦ ૨૮-૧૨-૯૮.

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

મોજે                    ના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલ-
વાની પ્રતિજ્ઞા લઇ લખાવું છું. કેઃ—

મારૂં નામ દલપત, મારા બાપનું નામ હરીભાઇ; મારી ઉમર આસરે વરસ        ; મારો ધર્મ હિંદુ, જાતના બ્રાહ્મણ; મારો ધંધો

આ પડેલી લાસ જોઇ કહું છું કે તે બાઈ અની છે. એ મારી દુરની સગી થાય છે, આજે બપોરે ત્રણ વાગતાને સુમારે હું ગુપતેસરને ઓવારે કપડા ધોવા ગયો હતો. કપડાં ધોઇને ઘેર જતાં એ બાઇને મેં નાના ઓવારા ઉપર તાપી નદીના પાણીમાં પગ ઘાલી બેઠેલી જોઇ, મેં પુછ્યું કે કેમ અહીં બેઠી છે ત્યારે તેણે કહ્યું "જીવીને શું કરવું છે, મારો સસરો ક ક મને બહુ સંતાપે છે, મારાથી તેને ઘેર નહી રહેવાય; તેની ગાળોથી ડરી મારા પીયરીઆં પણ મને બોલાવી લેતા નથી." મેં બહુ સમજાવી પણ મારૂં માન્યું નહી, ત્યારે મેં કહ્યું કે બેસ, હું તારી માને બોલાવી લાવું છું. તેને ઘેર તું રહેજે. ત્યારે તે ઓવારા ઉપર આવી બેઠી. હું તેની માને બોલાવવા ગયો. બોલાવીને પાછો આવું છું તો તે ત્યાં મળે નહી, પાણીમાં ડુબકી ખાતાં જોઈ; બુમ પાડી એટલે બે ત્રણ માછી આવ્યા, તેણે નદીમાંથી મુવેલી કહાડી. તા૦ ૨૮-૧૨-૯૮.

## પંચનો અભિપ્રાય.

લાસને ઉથલપાથલ કરી જોઇ તો મારના નીસાન બીલકુલ જણાતા નથી. આ બાઇ નદીમાં પડી ડુબી મરી આપઘાત કીધો છે કાયદા વિરૂધ્ધ રીતે મોત થયલું જણાતું નથી. તા. ૨૮-૧૨-૯૮.

## ઠરાવ.

સાહેદોની જુબાનીથી, તથા પંચના અભિપ્રાયથી તેમજ મારી નજરે જોવાથી ખાત્રી થાય છે કે બાઇ અ એ નદીમાં પડી આપઘાત કીધો છે. કંઇ ગુન્હો બનેલો જણાતો નથી, માટે લાસને અવલ મજલ પોહોંચાડવાની રજા આપું છું. તા. ૨૮-૧૨-૯૮.

સહી

પોલીસ પટેલ.

રવાના. મેહેરબાન ચોર્યાશી તાલુકાના સબ ઇન્સ્પેકટર સાહેબ તરફ.

# નંબર ૮.

## કમોત-ઝેરથી (૩)

---

### ઝેર ખાવાથી યા ખવડાવ્યાથી.

મોજે                    તાલુકે                    જીલ્લે                    ની
હદમાં મજકુર ગામની રહેનાર બાઇ                    તે                    ની
ધણીઆણી, કમોતે મરણ પામેલી તેની લાસ ઉપર ચોકસી માટે
આજરોજ દીવસના કલાક ૧૦ને સુમારે પંચ બેઠી તેનું પંચાતનામુ.

### સરપંચ.

નાગરજી મોહનભાઇ મજકુર ગામનો પોલીસ પટેલ.

### પંચ.

હરીભાઈ ભીમભાઇ રહેવાસી મજકુર.

વીનાયક નરહર રહેવાશી મજકુર.

### સાહેદોની જુબાની.

મોજે                    ના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની
પ્રતિજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારૂં નામ બાવા, મારા બાપનું નામ વલભ, મારી ઉમર આશરે
વરસ ૫૦ મારો ધર્મ હીંદુ બ્રાહ્મણ, ધંધો નોકરીનો રહેવાસી
મજકુરના.

આ લાસને જોઇને કહું છું કે તે બાઇ                    ની છે.
એ બાઇ પીએરમાંજ રહેતી હતી, એની ચાલચલકત સારી ન હતી,
એનો બાપ ક એનાથી કંટાળી ગયો હતો, તે રોજ કહેતો કે એ
મરે તો સારૂં. લાસ જોતાં એમ જણાય છે કે એ બાઇએ જાતે ઝેર
ખાધું હોય કીંવા કોઇ બીજાએ ઝેર ખવાડયું હોય.

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

## પંચનો અભીપ્રાય.

લાસને ઉથલપાથલ કરી જોતાં કંઇ મારના નીસાન જણાતા નથી, પણ લાસની ચામડી ઉપરથી જણાય છે કે કંઇ ઝેરી પદાર્થ ખાવાથી યા ખંવડાત્રવાથી મોત થએલું છે.

પંચની સહી.

## ઠરાવ.

આ લાસ જોતાં ઝેર ખાવાથી યા કોઇના ખવડાવવાથી, બાઇ નું મોત થયેલું છે, માટે એ લાસને તથા સદરહુ બાઇએ કરેલી ઉલટીવાળી પીછોડી—————————ડીસપેનસરીના ડાકટર સાહેબ તરફ રવાના કરવી.

તા૦ માહે સને ૧૯

સહી

પોલીસ પટેલ

રવાના મેહેરબાન તાલુકાના સબ ઇન્સ્પેકટર સાહેબ તરફ તા૦ મજકુર.



# નંબર ૯

## અકસ્માત-વીજળી પડવાથી (૪)

મોજે અમરોલી તાલુકે ચોર્યાસી જીલ્લે સુરતની હદમાં મજકુર ગામના રહેનાર વનમાલી જોઇતા અકસ્માત મરણ પામેલો તેની ચોકસી માટે આજરોજ સાંજના કલાક ૫ ને સુમારે પંચ બેઠી તેનું પંચાતનામું.

### સરપંચ

નરોતમ ગોવનજી મજકુર ગામનો પોલીસ પટેલ.

### પંચ

મંચેરજી રૂસ્તમજી પારેખ ગામ મજકુર.

વસનજી જગદીસ રહેવાસી ગામ મજકુર.

### સાહેદ

મોજે અમરોલીના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતીજ્ઞા લઇ લખાવું છું કે મારૂં નામ વસન, મારા બાપનું નામ ભાણા મારી ઉમર આસરે વરસ ૪૨, જાતના બ્રાહ્મણ, ધંધો ખેતીનો, રહેવાસી અમરોલી.

આ લાસ પડેલી છે તે જોઇ કહું છું કે તે વનમાલી જોઇતાની છે. અમરોલીનું ભાઠું હમે હરરાજીમાં રાખેલું છે તેમાં એ વનમાળીનો પણ ભાગ હતો. આજ રોજ સાંજના ચાર વાગતાના સુમારે આકાશ વાદળાથી ઘેરાઇ ગયું, ભારે ધામધુમ સાથે વરસાદ ગાજ્યો, ઉપરા ચાપરી વીજળી થઇ. વનમાળી એક બાવળના ઝાડ નીચે જઇને બેઠો હતો. હમો બધા માંડવામાં આવતા હતા. ગડગડાટ કરતી વીજળી પડી. થોડીવારે વનમાળી વનમાળી બુમો પાડી પણ બોલ્યો નહીં. તપાસ કરી તો વનમાલીના શરીર ઉપર વીજળી પડી બળી ગયલું જણાયું.

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

મોજે અમરેલીના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતિજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારૂં નામ લાલા, મારા બાપનું નામ રણછોડ, ઉમર આસરે વરસ ૪૦, જાતના કણબી ધંધો ખેતીનો રહેવાશી અમરેલી.

આ લાસ વનમાલી જોઇતાની છે. આ ભાઠામાં એનો ભાગ હતો. મારો પણ ભાગ છે, આજરોજ ત્રણ વાગાના સુમારે ભાઠામાં એ વનમાળી કંઇ કામ કરતો હતો. હું માંડવામાં બેઠો બેઠો હીસાબ લખતો હતો—વીજ પડી—વશન ભાણાએ વનમાલીને બુમ મારી પણ તે બોલ્યો નહીં ત્યારે હમો તે જ્યાં કામ કરતો હતો તે તરફ ગયા—જોયું તો તેનું શરીર વીજળી પડવાથી બળી ગયેલું દીઠું.

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

## પંચનો અભીપ્રાય.

આ લાસને ઉથલપાથલ કરી ફેરવી જોઇતો મારના નીસાન બીલકુલ જણાતાં નથી, શરીર ઉપરની ચામડી બળી ગયલી જણાય છે. હમને ગુન્હો થયલો જણાતો નથી. વીજળી પડવાથી મોત થયલું એવી હમારી ખાત્રી થાય છે. તા૦ માહે સને

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

## ઠરાવ.

સાહેદોની જુબાનીથી તથા પંચના અભીપ્રાયથી તેમજ મારી નજરે જોતાં વનમાળી જોઇતાનું મોત વીજળી પડવાથી થએલું એમ મારી ખાત્રી થાય છે. આ મોત અકસ્માત થએલું છે. કાયદા વિરૂદ્ધ થયલું નથી. માટે લાસને અવલમંજલ પોહોંચાડવાની રજા આપું છું.

તા૦ માહે સને

પોલીસ પટેલ

રવાના મેહેરબાન તાલુકાના સબ ઇન્સ્પેકટર સાહેબ તરફ

તા૦ માહે સને

# નંબર ૧૦.

## મુડદું જડવાથી. (૫)

---

મોજે તાલુકે જીલ્લે ની હદમાં સર્વે નંબર ૮ની જમીનમાં પુરૂષની લાસ જડી આવી તેની તપાસ માટે આજરોજ દીવસના કલાક ૧૨ને સુમારે જુરી બેઠી તેનું પંચાતનામું.

**સરપંચ.**

અ બ ગામના પોલીસ પટેલ.

**પંચ.**

૧. લખા નારણ રહેનાર મોજે મજકુરનો.
૨. મનોર કેશવ રહેનાર મજકુરનો.
૩. ઘેલા શીવદાસ.

**સાહેદો.**

મોજે ના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતિજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારૂં નામ નારણ, મારા બાપનું નામ પરભુ. રહેવાશી જાતનો કણબી, ઉમર આશરે વરસ ૪૫ ધંધો ખેતીનો.

આ મરનાર સખસને આપણાં ગામમાં બે ત્રણ દીવસ થયાં ભીખ માંગતો જોવામાં આવ્યો હતો ત્યારે શરીરે ઘણો અશક્ત ને દુરબળ જણાતો હતો, અને તાવ ચઢેલો હોય એમ લાગતું હતું, માટે મારી ખાતરી છે કે એ માણુસનું મોત તાવથી થયેલું છે. એના નામ ઠામની ખબર નથી. મુસાફર જેવો જણાય છે. તા૦

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

મોજે ના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતીજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારૂં નામ રઘો, મારા બાપનું નામ દુલભ, રહેવાશી મોજે જાતનો કણબી, ઉમર આશરે વરસ ૨૨ ધંધો ખેતીનો.

આ મરનાર માણસને ગઇકાલે ગામમાં ભીખ માંગતા મેં જોયો ત્યારે રોગીષ્ટ જણાતો હતો અને કહેતો હતો કે મને તાવ આવે છે, તેના નામ ઠામની મને ખબર નથી, એનું મરણ તાવથી થયેલું છે.

તા૦ માહે સને

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

## પંચનો અભીપ્રાય.

અમો પંચોએ આ લાસને ઉલટપાલટ તપાસી જોઇ ખાતરી કરતાં એના શરીર ઉપર કોઇપણ જાતના જોરજુલમના નીસાન જણાતા નથી, તેમ એના ઉપર બળાત્કાર થએલો લાગતો નથી, સદરહુ માણસ શરીરે દુરબલ જેવો જણાય છે. એનું મોત તાવથી થએલું છે એમાં કાંઇ ગુન્હો બનેલો જણાતો નથી. મરનારની પાસે તેની પહેરેલી પોતડી છે, બીજું કશું નથી.

તા૦ માહે સને

પંચોની સહી

રૂબરૂ

પોલીસ પટેલ

ઠરાવ.

ઉપરના સાહેદો તથા પંચોની હકીકતથી તથા મારી નજરે જોવાથી ખાતરી થાય છે કે આ માણસનું મરણ થવામાં કાંઇ ગુન્હો બનેલો નથી. તાવથી મોત થએલું છે, માટે સદરહુ લાશને અવલમંજલ પહોંચાડવા હું રજા આપું છું. લાશની ઉપર પહેરેલી પોતડી શીવાય બીજી કાંઇ વસ્તુ નથી. પોતડી કફન માટે લાશની સાથે લઇ જવી.

તા૦ માહે સને

સહી

પોલીસ પટેલ

રવાના મેહેરબાન તાલુકાના સબઇન્સ્પેકટર સાહેબ તરફ.

તા૦ માહે સને

પોલીસ પટેલ

---

# નબર ૧૧

## ફાંસો ઘાલી મરવાથી. (૬)

મોજે તાલુકે જીલ્લે ની હદમાં મજકુર ગામના રહેનાર અ, બ ફાંસો ઘાલી મરણ પામેલો તેની ચોકસી માટે આજરોજ તા૦ માહે સને ને રોજ સહવારના કલાક ને સુમારે પંચ બેઠી તેનું પંચાતનામું.

સરપંચ.

ક ઙ મજકુર ગામના પોલીસ પટેલ.

પંચ.

ત મ રહેવાસી મજકુર ગામનો.

પ ઘ રહેવાસી મજકુર ગામનો.

## સાહેદોની જુબાની.

મોજે                ના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતિજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારૂં નામ                    મારા બાપનું નામ                    ઉમ્મર આસરે વર્ષ ૩૫ ધંધો ખેતીનો, જાતના બ્રાહ્મણ રહેવાસી મોજે

મરનાર અ બ ને હું ઓળખું છું. આ લાસ તે અ બ ની છે. તે હમારા મોહલ્લામાં છેલ્લે ઘેર રહેતો હતો. એ કુંવારો હતો, ખાવાનું હાથે કરતો, કોઇ કોઇ દિવસ તો ખાવાનું પણ કરતો નહિ. એને દુખણાનો વ્યાધી હતો. જીંદગીથી બધી વાતે કંટાળી ગયેલો હતો. ગઇ રાતના આઠેક વાગે મારા આંગણા આગળ થઇને એના ઘર તરફ જતો મેં જોયો હતો. સહવારના હું જંગલ ગયો તે વખત એના બારણાં બંધ દીઠાં. જંગલ ફરી પાછો આવી હાથ પગ ધોઇ મારે ઓટલે દાતણ કરતો બેઠો હતો; તેવામાં એક ઘરડી બાઇ જે મરનારનું પાણી ભરવાનું કામકાજ કરતી તેણે આવીને બારણું ઉઘાડવા માંડયું પણ ઉઘડયું નહિ, અંદરથી સાંકળ મારેલી હતી. ઘણી બુમ પાડી પણ કંઇ જવાબ મળ્યો નહિ. તેણે મને આવીને કહયું કે અ, બ તો કંઇ જવાબ આપતો નથી અને બારણું ઉઘાડતો નથી તે ઉપરથી હમો આડોસીપાડોસી એકઠા થઇ બારણું ઉઘાડયું અને જોયું તો આગલી પરસાળમાં ઘરની વચલી ગેથી બાંધેલા દોરડાવડે ગળેથી ટંગાઇ મરી રહેલો દીઠો. ફાંસો જમીનથી (૧૦) ફીટને આસરે ઉંચો હતો.

તા૦        માહે            સને

સહી

રૂબરૂ

પોલીસ પટેલ

મોજે          ના પોલીસ પટેલની રૂબરૂ સાચું બોલવાની પ્રતિજ્ઞા લઇ લખાવું છું કેઃ—

મારું નામ          મારા બાપનું નામ          ઉમર આસરે વર્ષ ૪૦ ધંધો નેસ્તીનો જાતના વાણીઆ રહેવાસી મજકુર ગામનો.

મરનાર અ, બને હું ઓળખું છું. આ લાસ તેની છે. તે હમારા મોહલ્લામાં છેલ્લે ઘેર રહેતો હતો. એને દુખણાનો વ્યાધી હતો. કુંવારો હતો. જીંદગીથી કંટાળી ગયેલો હતો. આજ સહવારે હું મારે ઓટલે દાતણ કરતો હતો તેવામાં સ મએ મને અ બ ના ઘર આગળ બોલાવ્યો. અ બ ના બારણાં બંધ હતાં. આડોસીપાડોસીઓએ જેમતેમ કરી બારણાં ખોલ્યાં. પરસાળમાં ઘરની વચલી ગેએ દોરડું બાંધી ગળે ફાંસો ઘાલી લટકી મરી રહેલો અ બ ને જોયો.

તા૦     માહે     સને

સહી.

રૂબરૂ

પોલીસ પટેલ.

## પંચનો અભિપ્રાય.

હમો પંચોએ અ બ ની લાસ તપાસી જોઇ. તેના ડોળા બહાર તરી આવેલા હતા. જીભ બહાર નીકળી આવેલી હતી. ગળાની આસપાસ દોરડાંનો ઘસારો પડેલો હતો. એ ઘસારો ગોળાકાર હતો. મરનારે ફાંસો ઘાલી આપઘાત કરેલો જણાય છે.

તા૦     માહે     સને

પંચોની સહી

રૂબરૂ

પોલીસ પટેલ

ઠરાવ.

ઉપરના સાહેદો તથા પંચોની હકીકતથી તથા મારી પોતાની નજરે જોવાથી ખાત્રી થાય છે કે આ માણસનું મોત ફાંસો ખાલી લટકી રહેવાથી થયું છે. આત્મઘાત કરેલો છે. ગુન્હો બનેલો જણાતો નથી. માટે લાસને અવલમજલ પહોંચાડવાની રજા આપું છું.

તા૦ માહે સને

સહી

પોલીસ પટેલ

રવાના મહેરબાન તાલુકાના પોલીસ સબ ઇન્સ્પેક્ટર તરફ

તા૦ માહે સને

---

# નંબર ૧૨.

## સાહેદ ઉપર કરવાના સમન્સનો નમુનો.

---

મોજે ના પોલીસ પટેલ તરફથી

રહેવાસી નાને ખબર આપવામાં આવે છે કે સન ૧૮૬૭ ના આકટ ૮ ની કલમ પ્રમાણે મારી સમક્ષ ફરીયાદ કરવામાં આવી છે અને એ કામમાં તમારી સાક્ષીની જરૂર છે માટે મારી આગળ તમારે તારીખ માહે સન ને રોજ દીવસના કલાકે હાજર થવું.

વળી તમને ફરમાવવામાં આવે છે કે વાજબી અને કાયદેસર કારણ વગર, તમો જો નીમેલા વખતે હાજર નહિ થશો તો, હુકમનું અપમાન કર્યા બદલ તમારા ઉપર કામ ચલાવવામાં આવશે.

જાણવામાં લઈ આ નીચે સહી કરવી અને તારીખ નાંખવી.

તારીખ માહે સન

સહી

પોલીસ પટેલ

# નંબર ૧૩.

## તોહમતદાર ઉપર કરવાના સમન્સનો નમુનો.

મોજે ના પોલીસ પટેલ તરફથી

રહેવાસી નાને ખબર આપવામાં આવે છે કે તમારા ઉપર સન ૧૮૬૭ના આકટ ૮ ની કલમ પ્રમાણે ગુન્હો કર્યાની ફરીયાદ થઇ છે તેનો જવાબ દેવા સારૂ તમોએ જાતે મારી આગળ સન ના મહીનાની તારીખે કલાકે હાજર થવું.

વળી તમને ફરમાવવામાં આવે છે કે વાજબી અને કાયદેસર કારણ વગર, તમો જો નીમેલા વખતે હાજર નહિ થશો તો, હુકમનું અપમાન કર્યા બદલ તમારા ઉપર કામ ચલાવવામાં આવશે.

જાણવામાં લઇ આ નીચે સહી કરવી અને તારીખ નાંખવી.

તારીખ માહે સન

( સહી )

પોલીસ પટેલ

---

# નંબર ૧૪

## મેહેરબાન આસી૰ સરજ્યન સાહેબ,

ડીસ્પેનસરી—વલસાડ.

મોજે ના પોલીસ પટેલ નાગરજી મોહનભાઇની અરજ કે મજકુર ગામના અ બ ની ધણીઆણી બાઇ—————————કમોતે મરણ પામી છે, એનું મોત ઝેર ખાવાથી યા ખવડાવ્યાથી થયું હોય એમ લાગવાથી, પંચાતનામું કરી તાલુકાના મેહેરબાન ફોજદાર સાહેબ તરફ મોકલ્યું છે, લાશ તથા ઉલટી વાળી પીછોડી, મરણોન્તર તપાસ સારૂ હવાલદાર ડોસુમીયા ભાઇમીયા સાથે આપ સાહેબ તરફ મોકલી છે તેની પોહોંચ મોકલવા અરજ છે. રવાના સાંજના કલાક ૫ તા૰ ૨૮–૫–૯૮

સહી

પોલીસ પટેલ

# નંબર ૧૬

ઢોર ડબામાં આવેલાનું રજીસ્ટર મોજે          તાલુકે          તા૦          સને          થી સને          સુધીનું

| ચડતો નંબર. | પકડનારનું નામ તથા પોહોંચ્યાની તારીખ મહીનો તથા કલાક અને વરસ. | જનાવરની તપસીલ. | | | | વિશેષ નિશાની તથા રંગ | ધણીનું નામ તથા રહેવાનું ઠેકાણું માલમ હોય તો | ઢોર ધણીને પાછું આપ્યાની તારીખ તથા લેનારની સહી. | દંડ | ચાર પુંજો વગેરેના ખરચની રકમ તથા જે માણસે લીધી તેની સહી. | | ૧૪ કલમ પ્રમાણેના અમલદારને રિપોર્ટ કર્યાની તારીખ. | લીલામમાં ઢોર વેચ્યાની તારીખ | આસામીની સહી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | જાત. | ઉમર. | કીંમત | ઉંચાઇ. | | | | | રકમ | સહી | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | | ૧૨ | ૧૩ | ૧૪ |
| | | | | | | | | | | | | | | |

ટીકા—દરરોજ લખવામાં આવે તેની સામા—૧૪માં આસનમાં સહી કરવી.

# નબર ૧૭

## ઢોર પકડનારને કલમ ૮ પ્રમાણે આપવાની પોહોંચનો નમુનો.

નંબર

ઢોર ડબામાં લાવનારા માણસનું રહેવાનું ઠેકાણું

જે માણસને પોહોંચ આપી તેનું નામ

ઢોરની તપસીલ

ઢોર ડબામાં પુર્યાની તારીખ તથા વખત

ડબાવાળાની સહી

## ઢોર પકડનારને કલમ ૮ પ્રમાણે આપવાની પોહોંચનો નમુનો.

નંબર

ઢોર ડબામાં લાવનારા માણસનું રહેવાનું ઠેકાણું

જે માણસને પોહોંચ આપી તેનું નામ

ઢોરની તપસીલ

ઢોર ડબામાં પુર્યાની તારીખ તથા વખત

ડબાવાળાની સહી

## નબર ૧૯

### દંડ તથા ખરચ આપે અથવા અનામત મુકે તો ઢોરના ધણીને આપવાની પહોંચનો નમુનો.

નંબર.
ઢોરના માલેકનું નામ
ઢોરની તપસીલ
ડબામાં જે તારીખે પુર્યા તેની તા૦
દંડ તથા ખરચ જે કારીખે આવ્યો તે તા૦
દંડની રકમ
ચારાના ખરચની રકમ
પાણીની રકમ
એકંદર
ફી આપનારા માણસનું રહેવાનું ઠેકાણું
ડબાવાળાની સહી.

### દંડ તથા ખરચ આપે અથવા અનામત મુકે તો ઢોરના ધણીને આપવાની પોહોંચનો નમુનો.

નંબર.
ઢોરના માલેકનું નામ
ઢોરની તપસીલ
ડબામાં જે તારીખે પુર્યા તેની તા૦
દંડ તથા ખરચ જે તારીખે આવ્યો તે તા૦
દંડની રકમ
ચારાના ખરચની રકમ
પાણીની રકમ
એકંદર
ફી આપનારા માણસનું રહેવાનું ઠેકાણું
ડબાવાળાની સહી.

# નંબર ૧૮

**સન ૧૮૭૧ના ૧લા આકટની ૧૪મી કલમમાં કહ્યા પ્રમાણે સાત દીવસની અંદર ઢોર બાબત દાવો ન કરે તો ડબાવાળાએ મોકલવાના રીપોર્ટનો નમુનો.**

| અનુક્રમ નંબર | રજીષ્ટરમાંનો નંબર તથા પકડનારનું નામ તથા જે જગાએથી જનાવરો પકડયાં તે જગા તથા તેઓને ડબામાં ગોંધ્યાની તારીખ તથા કલાક. | ઢોરની તપસીલ. | | | | | ડબાવાળાએ ચારપુંજા બાબત ખરચ કર્યો હશે તેની રકમ. | શેરા. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | જાત. | ઉમર | કિંમત | ઉંચાઇ | વિશેષ નિશાની તથા રંગ | | |
| | | | | | | | | |

# નંબર ૨૦

મોજે __________ તાલુકે __________ માં ઢોરના ડબા ખાતે પૈસા
પહોંચ્યા તેનો સન ૧૯૦૬ના સાલનો રોજમેલ

જમા | ઉધાર

| તારીખ | | વિગત | રકમ | તારીખ | | વિગત | રકમ |
|---|---|---|---|---|---|---|---|
| તારીખ | મહિનો | | | તારીખ | મહીનો | | |
| | | રજીષ્ટરમાંના નંબરના ઢોર બાબતનો દંડ...... રજીષ્ટરમાંના નંબરનાં ઢોરના ચારપુજા બાબત બાકી... | | | | રજીષ્ટરમાંના નંબરના ઢોરના ચારપુજા બાબત મને પહોંચ્યા........ અથવા તસલમાત પછી આપી (જેવું હોય તેવું લખવું) બાકી... | |

ટીકા—૧–દંડ વગેરે બાબત જેમ જેમ પૈસા વસુલ થાય તેમ તેમ તે સઘળા પૈસા તથા ઢોરના ચારપુજા બાબત જેમ જેમ ખરચ થાય તેમ તેમ તે સઘળો ખરચ દરરોજ ડબાવાળાએ, આ રોજમેલમાં લખવો જોઇએ
૨–હીસાબમાં જે લખવું જોઇએ તે ન લખ્યું હોય અથવા ચુક હોય તે બાબત ડબાવાળો જવાબદાર ગણાય છે
૩–વસુલ કરેલા સઘળા દંડનો અવેજ ડબાવાળાએ, પોતાના કબજામાં રાખવો, અને તે દંડની રકમ રૂ૦ ૧૦ અથવા તેથી વધારે થાય ત્યારેતેણે ભરણાનારીપોર્ટ (નમુનોનંબર૨૨)સાથે મામલતદારની ત્રીજોરીમાં મોકલવી
૪–દર સાલ માર્ચ મહીનાની ૨૦મી તારીખે ડબાવાળાએ પોતાની પાસે જે કંઇ સીલક હોય–પછી તે રૂ૦ ૧૦ કરતાં ગમે તેટલી ઓછી હોય તોપણ મામલતદારની ત્રીજોરીમાં મોકલવી.

# નંબર ૨૧

**જમે** — **તસલમાતનાં રજીષ્ટરનો નમુનો** — **ઉધાર**

| તારીખ | | વિગત | રકમ | તારીખ | | વિગત | રકમ |
|---|---|---|---|---|---|---|---|
| તારીખ | મહીનો | | | તારીખ | મહીનો | | |
| ૧૮૭૫ | | ના મામલતદારના નંબર | રૂ. આ. પૈ. | ૧૮૭૫ | | રજીસ્ટરમાંના નંબરના ઢોર | રૂ. આ. પૈ. |
| ૧૦મી | જાન્યુઆરી | તા૦ હુકમ સાથે આજરોજ | | ૧૦મી | જાન્યુઆરી | ના ચારપુજાના ખરચ બાબત | |
| | | તસલમાત પોહોંચી તેની રકમ | ૧૦—૦—૦ | | | ની રકમ આપી........... | ૦—૧૨—૦ |
| | | બાકી... | ૯—૪—૦ | | | બાકી... | ૯—૪—૦ |
| ૧૮૭૫ | | રજીસ્ટરમાંના નંબરના ઢોર | | ૧૮૭૫ | | રજીસ્ટરમાંના નંબરના ઢોર | ૧૦—૦—૦ |
| ૧૦મી | જાન્યુઆરી | નાં ચારપુજાના ખરચ બાબત | | ૧૦મી | જાન્યુઆરી | નાં ચારપુજાના ખરચ બાબત | |
| | | ફકીરા બીન માલની પાસેથી | | | | ની રકમ આપી........... | ૦—૮—૦ |
| | | રકમ આવી............... | ૦-૧૨-૦ | | | બાકી... | ૯—૮—૦ |
| | | | ૧૦—૦—૦ | | | | ૧૦—૦—૦ |

**ટીકા**—ડબામાં ગોંધેલા સઘળાં ઢોર ધણીને સ્વાધીન કરવામાં આવે અથવા તેઓની બીજી વ્યવસ્થા કરવામાં આવે ત્યાં સુધી દરેક ડબાવાળાએ તેઓને ચારપુજો નીરવો જોઇએ, તથા પાણી પાવું જોઇએ અને પોતાની પાસે કંઇ સીલક ન હોય અને તસલમાતની જરૂર હોય તો, ઘણામાંઘણા રૂા. ૧૦) દસ સુધી મામલતદારને રીપોર્ટ કરી મંગાવી લેવા તેમાંથી ખરચ કરવો. તેનો હીસાબ આ નમુના પ્રમાણે રાખવાનો છે. એવી લીધેલી રકમનો જમા ખરચ વરસ આખરે કરવો. ડબાવાળા બદલાય ત્યારે તસલમાતની સીલક બદલ, જુના તથા નવા ડબાવાળાની સહીનો એકત્ર રીપોર્ટ મામલતદાર તરફ કરવો.

# નંબર ૨૨

## ડબાવાળાએ મોકલવાના રિમિટન્સ (ભરણાના) રિપોર્ટનો નમુનો.

મોજે ________ તાલુકે ________ ના ઢોરના ડબાનો રિમિટન્સ રીપોર્ટ

| તારીખ | | રજીસ્ટરમાંનો નંબર. | દંડની રકમ |
|---|---|---|---|
| તારીખ | મહીનો | | |
| | | | |

ટીકા—આ રીપોર્ટની "બે" નકલો, મામલતદાર તરફ મોકલવી. એક ઉપર તેમની સહી થઇને તમને પાછી મળશે. દંડની રકમ, આંકડાએ તથા અક્ષરે લખવી જોઇએ.

## આ પુસ્તક વિશે અભિપ્રાયઃ—

The Hon'ble Mr. Justice Parsons, High Court, Bombay, writes:—"In thanking you for a copy of your "Police Patel", I beg to express a hope that it will have a wide circulation for its usefulness to those for whom it is intended can not be questioned".

7–8–99.

મુંબઇ હાઇકોર્ટના જડજ નામદાર પારસન્સ સાહેબ તા૦ ૭-૮-૯૯ ના પત્રમાં લખે છે કે આ પુસ્તક ઘણો ફેલાવો પામશે, કારણ, જેને માટે એ પુસ્તક તૈયાર કરેલું છે તેઓને એ ઉપયોગી થઇ પડશે એમાં શક નથી.

The late Collector Mr. Weir, I. C. S. wrote:-- I have much pleasure in recording my opinion that the "Police Patel" prepared by Mr. Govindji Gopalji Desai is an admirable book and should be of the greatest use to all Police Patels who desire to carry out their duties intelligently and correctly. The book gives in a brief and intelligible form all the duties that a Police Patel has to perform under the Village Police Act, the Cattle Trespass Act and the Criminal Procedure Code. Some further information extracted from the Rules under the Land Revenue Code is given which should prove useful to Revenue Patels. The Standing Orders taken from Nairne's Hand Book with regard to the enlistment of carts &c should enlighten many Patels. On the whole the book should supply a long felt want and should do much to improve the administration of the Village Patels. I trust that Mr. Govindji will get the profit which his labours undoubtedly merit. 30–7–99.

## સુરત જીલ્લાના માજી કલેક્ટર મરહુમ વેસ્ટસાહેબનો અભિપ્રાય.

---

મી૰ ગોવીંદજી ગોપાળજી દેશાઇએ તૈયાર કરેલું "પોલીસ પટેલ" નામનું પુસ્તક વખાણવા લાયક છે અને જે પોલીસ પટેલો પોતાની ફરજો હોંશીઆરીથી અને ખરી રીતે બજાવવા ચાહતા હોય તેમને તે ઘણુંજ ઉપયોગી થઇ પડશે એવો મારો અભિપ્રાય લખવાને હું ઘણોજ ખુશ થાઉં છું. એ પુસ્તકમાં ગામની પોલીસની કાયદો, ઢોરના ડબા બાબતનો કાયદો તથા ક્રીમીનલ પ્રોસીજર કોડ મુજબ પોલીસ પટેલોની જે જે ફરજો છે તે બધી સમજી શકાય એવી રીતે ટુંકમાં આપેલી છે. જમીન મેહેસુલના કાયદા અનવે થયેલા નીયમોમાંથી કેટલાક ઉતારા આપેલા છે તે રેવન્યુ પટેલોને ઉપયોગી છે. (સરકારી કામ સારૂ) પકડવાના ગાડાઓની ટીપના સંબંધમાં અને બીજી બાબતોમાં સરકારના વટ હુકમો નેર્ન હેન્ડ બુકમાંથી લીધેલા છે. એકંદર જોતાં આ પુસ્તક લાંબા વખતની ખોટ પુરી પાડે છે, અને ગામના પટેલોનો વહીવટ સુધારવામાં ઘણું ઉપયોગી છે. મી૰ ગોવીંદજીને પોતાની મહેનતના બદલામાં જે નફો તેને બેશક ઘટે છે તે મળશે એવો મને ભરૂશો છે.

તા૰ ૩૦-૭-૯૯

---

### ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ,

તા૰ ૬ ઓગષ્ટ સને ૧૮૯૯.

આ ચોપડી ગામના પટેલ તલાટીઓને તથા ઉમેદવારોને બહુજ ઉપયોગી છે, માટે હમે ભલામણ કરીએ છીએ કે દરેક પટેલ તલાટીએ આ ન્હાનું પુસ્તક ખરીદ કરવું.

No. M/854 of 1912

Camp Anand, 30th March 1912

Memorandum,

With reference to his letter dated the 30-1-12, Mr. G. G. Desai, Katargam, Surat, is informed that his hand book prepared for the guidance of the Police Patels appears to be a very useful publication. The undersigned proposes to recommend to Government that every Police Patel in the Kaira District should be supplied with a copy of this hand book. 600 copies will be required in this District. Mr. Desai is requested to quote the price at which he will supply the 600 copies provided Government sanctions the undersigned's proposal to supply every Police Patel in this District with a copy of his hand book.

Sd. L. Robertson
for Collector Kaira,

નંબર એમ/૮૫૪ સને ૧૯૧૨.

આણુંદ કૅમ્પ તા. ૩૦મી માર્ચ ૧૯૧૨

મી. જી. જી. દેસાઇ કતારગામ, સુરતનાને એમના તા. ૩૦-૧-૧૨ના પત્રના જવાબમાં આથી ખબર આપવામાં આવે છે કે પોલીસ પટેલો માટે તમારૂં બનાવેલું પુસ્તક ઘણુંંજ ઉપયોગી જણાય છે જેથી હું સરકારમાં તમારૂં પુસ્તક ખેડા જીલ્લાના દરેક પોલીસ પટેલને એની એક નકલ આપવા ભલામણ કરવા ધારૂં છું આ જીલ્લાને માટે (૬૦૦) છસોં નકલો જોઇશે; માટે સરકારમાંથી જો મંજુરી મળે તો છસોં નકલો શું કીંમતે આપી શકશો તે જણાવશો

(શહી) એલ. રોબર્ટસન
ફોર કલેકટર-ખેડા.

No. J. D. of 1912
189

Godhra 14 February 1912
15

Sir,

1. × × × × ×

2. × × × × ×

3. Except for the trivial mistakes noticed the book appears to be an excellent one and well arranged.

Sd. J. Ghosal.
District Magistrate
Punchmahals.

નંબર જે. ડી. સને ૧૯૧૨
૧૮૯

ગોધરા તા. ૧૪/૧૫ ફેબ્રુઆરી ૧૯૧૨

સાહેબ,

૧. × × × × × × ×

૨. × × × × × × ×

૩. તમારૂં "પોલીસ પટેલ" પુસ્તક નજીવી ચુકો બાદ કરતાં ઉત્કૃષ્ટ છે અને ગોઠવણ (રચના) સારી છે.

---

No. 879 of 1912

Camp Samni, 10 February 1912

Memo:—

In reply to his letter dated the 3rd January 1912, Mr. Govindji Gopalji Desai is informed that the Collector thinks that the book "Police Patel" will be of great assistance to Patels in carrying out their duties and that every Patel should possess a copy of it.

Sd. H. DENNING.
Ag. Collector of Broach

નંબર ૮૭૫ સને ૧૯૧૨
કેમ્પ સમની તા. ૧૦ ફેબ્રુઆરી ૧૯૧૨.

મી. ગોવીંદજી ગોપાળજી દેસાઇને એમના તા. ૩ જાન્યુઆરી ૧૯૧૨ ના પત્રના જવાબમાં આથી જણાવવામાં આવે છે કે "પોલીસ પટેલ" પુસ્તક પટેલોને પોતાની ફરજો બજાવવામાં ઘણુંજ મદદગાર થઇ પડશે અને દરેક પટેલે સદરહુ પુસ્તકની એક પ્રત રાખવીજ જોઇએ એમ કલેકટર સાહેબને લાગે છે.

(સહી) એચ ડીનીંગ
એકટીંગ્ કલેકટર–ભરૂચ.

---